गुरुवर्य आचार्यश्री जिनविजयजीने
परम आदरपूर्वक समर्पित



अनुग्रहाद्यस्य मयाध्यगम्यत
पुरातने गुर्जरगीष्पथे गतिः ।
तदीयपादाम्बुजयोः समर्पये
कृतार्थभावेन कृतिं निजामिमाम् ॥

# અનુક્રમ

પૃષ્ઠ





# પ્રસ્તાવના

"महाकवि पद्मनाभरचित महाकाव्य 'कान्हडदे प्रबन्ध' राजस्थानके चौहाणकुल शिरोमणि वीर कान्हडदेके स्वधर्म और स्वदेशकी रक्षाके निमित्त अनुपम बलिदानकी कीर्तिकथा है।...यह काव्य विशुद्ध धर्मप्रेम, उन्नत राष्ट्रप्रेम, उत्तम सदाचारप्रेम और सात्त्विक सत्यप्रेमका एक प्रशस्त पुण्यस्रोत है।...यह काव्यप्रबन्ध प्रायः शुद्ध ऐतिहासिक काव्य है। इसमें वर्णित घटनायें बहुत अंशमें इतिहास समर्थित हैं। प्राचीन राजस्थानी किंवा प्राचीन गुजराती भाषाकी यह एक सर्वश्रेष्ठ कृति है।"

—आचार्य जिनविजयजी मुनि

"This **Prabandha** is a rhapsody unique in old or modern Gujarati, throbbing with great and sustained heroism; an epic of a great age fast fading into oblivion; a swan-song-of-the-Gujarat of Siddharaja."

—*K. M. Munshi*

## ૧

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં કાન્હડદે પ્રબન્ધ એક અનોખી કૃતિ છે. એનું અનેક રીતે અસાધારણ મહત્ત્વ છે. ગુજરાતી સાહિત્યનું એ પહેલું જ બૃહત્ વીરરસ કાવ્ય છે.[1] એની સુભંગ વીરરસ-

[1] જુઓ : વિજયરાય વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', ૧૯૪૩, પૃ. ૪૨.

નિષ્પત્તિ, 'તેજસ્વિની પ્રભાવભરી શૈલી', 'દીપ્તિમતી કવિત્વ કલ્પના'[૨], એવું ઉત્તમ પ્રકારનું પાત્ર નિરૂપણ અને રસોલ્લાસન', 'એમાં સ્ફુરતો ઉચ્ચ દેશાભિમાન અને પ્રબળ ધર્માભિમાન'[૩], એમાં મૂર્ત થતી વિશુદ્ધ ધર્મ પ્રેમ, ઉન્નત રાષ્ટ્રપ્રેમ અને ઉત્તમ સદાચારપ્રેમની ભાવનાઓ'[૪], પ્રસંગોનાં તાદૃશ શબ્દ ચિત્રોના આલેખનમાં અને નગર, ઉત્સવ, યુદ્ધ, વગેરેનાં વર્ણનોમાં એનું કૌશલ, એનું સુરેખ તત્કાલીન સમાજ દર્શન[૫]—એ સર્વ આ કાવ્યપ્રબન્ધને વિશિષ્ટ સ્થાનનો અધિકારી બનાવે છે. પરંતુ એનું સાચું મહત્ત્વ, એની અપૂર્વતા તો શુદ્ધ ઐતિહાસિક પ્રબન્ધ કાવ્ય તરીકે છે. એમાં કવિએ સિલસિલાબંધ વર્ણવેલા પ્રસંગોને અન્ય ઐતિહાસિક આધારોનું સમર્થન છે. કવિએ બહુ જ કૌશલથી પોતાને પ્રાપ્ત તવારિખો, ખ્યાતો અને ઐતિહાસિક પરંપરાઓનો ઉપયોગ કર્યો છે. એમાં કવિની બહુશ્રુતતા, અને સમકાલીન ઇતિહાસ, ભૌગોલિક સ્થિતિ અને સામાજિક જીવનનું ઊંડું જ્ઞાન પદેપદે પ્રગટ થાય છે. એ રીતે તો એનું મહત્ત્વ કેવળ પ્રાચીન ગુજરાતી રાજસ્થાની સાહિત્યમાં જ નહીં, પરંતુ સમગ્ર ભારત વર્ષની ઐતિહાસિક પ્રબન્ધાત્મક રચનાઓમાં અનોખું છે.[૬]

૨ જુઓ : ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध, બીજી આવૃત્તિ, ૧૯૨૬; નરસિંહરાવ દીવેટિયાનું 'પુરોવચન', પૃ. ૧૯.

૩ જુઓ : કે. હ. ધ્રુવ, 'સાહિત્ય અને વિવેચન', ભાગ-૨, પૃ. ૧૫૧.

૪ જુઓ : કાન્તિલાલ બ. વ્યાસ સંપાદિત कान्हडदे प्रबन्ध, ( राजस्थान पुरातन ग्रन्थमाला-ग्रंथांक ११ ) ૧૯૫૩; पुरातत्त्वाचार्य જિનવિજયજી મુનિનું प्रास्ताविक वक्तव्य, પૃ. ૨

૫ જુઓ : વિજયરાય વૈદ્ય, એજન પૃ. ૪૬,

૬ સરખાવો : ડૉ. સુનીતિકુમાર ચેટરજીનું कान्हडदे प्रबन्ध (राजस्थान पुरातन ग्रन्थमाला) નું અવલોકન; પ્રસિદ્ધ Bulletin of the Deccan College Post-graduate and Research Institute, 1956.

કાવ્યકૃતિ તરીકે આ રચના જેટલી મહત્ત્વની છે, એટલી જ પ્રાચીન ગુજરાતી અને પ્રાચીન રાજસ્થાની ભાષાના–જે એ કાળે અભિન્ન હતી—એક સુંદર પ્રશિષ્ટ ઉદાહરણ તરીકે મૂલ્યવાન છે.

એનો રચયિતા કેવળ સુકવિ નથી, વ્યુત્પન્ન પંડિત પણ છે[૭], જેની બાની મનોહર (સુરંગ) છે. એ યુગના ભદ્ર સમાજની—રાજદરબારની અને પંડિત વર્ગની, અને શિક્ષિત રસિક જનની–ભાષાનું એમાં સુભગ પ્રતિબિંબ ઝિલાયું છે. સમકાલીન ભાષાનું શિષ્ટ (Standard) સ્વરૂપ પ્રગટ કરતી રચનાઓમાં એનું સ્થાન સર્વોપરિ છે. સદ્ભાગ્યે સં. ૧૫૧૨માં રચાયેલી આ કૃતિની ભિન્ન ભિન્ન વિશુદ્ધ પ્રતિઓ મળી આવી છે, જેમાંની કેટલીક એજ સ્થળની અને એજ સમયમર્યાદાની છે. એના લિપિકારો પણ સુભાગ્યે બહુ જ કુશળ, સાવધાન વિદ્વાન લહિયાઓ હતા. એથી એનું ભાષા સ્વરૂપ યથાતથ, કોઈ પણ પ્રકારના પ્રક્ષેપ કે વિક્રિયા વિના, ઝિલાયું છે.

## ૨

આવી મૂલ્યવાન કૃતિ તરફ વિદ્વાનોનું સત્વર ધ્યાન ખેંચાય અને એનો અભ્યાસ થાય એ સહજ છે. સુવિખ્યાત પ્રાચ્યવિદ્યાવિશારદ ડૉ. બ્યૂલર અપ્રસિદ્ધ સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોની હસ્તપ્રતોની શોધ માટે ઉત્તર ગુજરાત અને રાજસ્થાનના પ્રવાસે ગયા હતા. " ત્યાં ચરાદના જૈન જ્ઞાનભંડાર તપાસતાં તેમની દૃષ્ટિ આ પ્રબંધ ઉપર પડી. સુરક્ષિત દાબડામાં મૂકીને તાળા કૂંચીવાળા પટારામાં સાચવેલું આ રત્ન કદરદાન ઝવેરીની દૃષ્ટિએ પડતાં જ તેમણે તેનું આબ જોઈ કિંમત કરી. પોતે એની નકલ કરાવીને સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડ્યા, જેઓ 'શાળાપત્રના તંત્રી હતા અને ગુજરાતીના સારા વિદ્વાન હતા,

---

૭ સરખાવો: 'पद्मनाभ पंडित सुकवि, वाणी वचन सुरंग'
कान्हडदे प्रबन्ध खं० १–श्लो० ४.

તેમની તરફ મોકલી દીધી."[૮] સ્વ. નવલરામે 'શાળાપત્ર'માં ક્રમશઃ ઈ. સ. ૧૮૭૭-૭૮ દરમિયાન પ્રતિ હતી તે પ્રમાણે અક્ષરશઃ, એક અક્ષરનો પણ ફેરફાર કર્યા વિના, છાપી. એમાં આવેલા કઠિન શબ્દોનો કોષ તથા વ્યાકરણ નિયમ પાછળથી આપવાનો એમનો વિચાર હતો[૯] પરંતુ એ સિદ્ધ થાય તેની પૂર્વે એમનું અવસાન થયું.

'શાળાપત્ર'માં ક્રમશઃ છપાયેલી कान्हडदे प्रबन्धની વાચના પુષ્કળ ખામીભરેલી છે. મૂળે જ પ્રતિની નકલમાં કેટલીક ભૂલો હતી; એમાં 'શાળાપત્ર'માં છાપતી વેળા અનવધાનતા અને વિષયની કઠિનતાને કારણે વિશેષ ભૂલો ઉમેરાઈ.[૧૦] છતાં આ સ્વરૂપે પણ આ પ્રબન્ધ પ્રગટ થવાથી વિદ્વાનોનું એની તરફ ઉત્કટપણે ધ્યાન ખેંચાયું એ એક મોટો લાભ થયો.

ડૉ. હ. હ. ધ્રુવ અને કે. હ. ધ્રુવ જેવા એ સમયના અગ્રણી પુરાતત્ત્વવિદોને અને સદ્. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી જેવા વિદ્વાનોને ઘણી દૃષ્ટિએ આ પ્રબન્ધ મહત્ત્વપૂર્ણ લાગ્યો. એમણે એનું ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પરિશીલન કર્યું. સ્વ દેરાસરીને તો આ પ્રબન્ધનું વ્યવસ્થિત "સંશોધન કરવાની ઉત્કટ લાલસા થઈ."[૧૧] એમણે ઉપરની, આ પ્રબન્ધની સદ્. નવલરામ પંડ્યાએ 'શાળાપત્ર'માં છાપેલી વાચના (क પ્રતિ) ઉપરાંત એની બીજી ત્રણ પ્રતો (ख, ग, घ) મેળવી. એમાંથી घ પ્રતિ (ઉતાર્યો સં. ૧૯૩૦) તો નવલરામે જેની વાચના છાપી હતી તે જ—ડૉ. બ્યુલરે ઉતરાવેલી નકલ નીકળી, જ્યારે ख પ્રતિ (ઉતાર્યો સં. ૧૬૪૮) એ क, घ બંનેની આદર્શ

૮ જુઓ : દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध; પ્રસ્તાવના; પૃ. ૧.

૯ જુઓ : 'શાળાપત્ર', જાન્યુઆરી, ૧૮૭૭.

૧૦ જુઓ : કાન્તિલાલ વ્યાસ સંપાદિત कान्हडदे प्रबन्ध; Introduction p.p. 27-28.

૧૧ જુઓ : દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध, ૧ લી આવૃત્તિ, પ્રસ્તાવના પૃ. ૧.

(=મૂળ) પ્રતિ હતી. માત્ર ગ પ્રતિ (ઉતાર્યા સં. ૧૬૬૫) એ ત્રણેથી જુદી પડતી હતી; એની પરંપરા ક ખ ઘ થી સ્પષ્ટપણે નિરાળી હતી. આ બે નિરાળી પાઠ પરંપરાઓનું સંકલન કરીને સદ્. દેરાસરીએ પ્રબન્ધની વાચના તૈયાર કરી, સાથે અર્થદર્શક ટિપ્પણ અને કાવ્યસાર અને ઐતિહાસિક ચર્ચા કરતી પ્રસ્તાવના જોડીને 'કાન્હડદે પ્રબન્ધ'ની એમની સુપ્રસિદ્ધ પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરી. (ઈ. સ. ૧૯૧૩). એમાં સદ્. દેરાસરીની વિદ્વત્તા અને પરિશ્રમ પગલે પગલે નજર પડે છે છતાં વાચના નિર્ણયમાં કોઈ શાસ્ત્રીય પદ્ધતિનું અનુસરણ થયું નથી—સ્થળે સ્થળે પાઠોનો ભાગત્યાગ કેવળ સ્વરુચિથી દોરવાઈને કર્યો છે. જ્યાં જ્યાં મૂળ પાઠ દુર્બોધ લાગવાથી લહિયાએ લિપિકરણ કરતી વખતે સુધારીને સરળ પાઠો મૂકયા હતા ત્યાં ત્યાં દેરાસરીએ એ ઉત્તરકાલીન સુબોધ પાઠની પસંદગી કરી છે. એથી, તેમજ એમને મળેલી પ્રતિઓ મૂળ પ્રતિની રચના પછી દોઢસો વર્ષે ઉતારાયેલી હોવાથી એમાં સ્વાભાવિકપણે જ મૂળ કૃતિનું ભાષા સ્વરૂપ યથાતથ જળવાયું નથી.[૧૨] ઈ. સ. ૧૯૨૬મા સદ્. દેરાસરીએ થોડાક ફેરફાર સાથે બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી. એમાં કેટલેક સ્થળે વાચનામાં ગ પ્રતિના પાઠને બદલે ઘ પ્રતિના પાઠો સ્વીકાર્યા છે, અને કવચિત્ ટિપ્પણમાં સુધારા કર્યા છે. પ્રસ્તાવનામાંથી એમણે કથાસાર તથા ઐતિહાસિક ચર્ચા કમી કર્યાં છે અને બદલામાં સદ્. સાક્ષરવર્ય નરસિંહરાવ દીવેટિયાનું પ્રબન્ધનું માર્મિક રસદર્શન કરાવતું પુરોવચન ઉમેર્યું છે.

સદ્. દેરાસરીની આ આવૃત્તિ પણ ઈ. સ. ૧૯૪૦ ના અરસાથી દુષ્પ્રાપ્ય બની ગઈ હતી. મુંબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં આ પ્રબન્ધ અવારનવાર નિયત થતો હતો. બી. એ. ના વિદ્યાર્થીઓ તેમજ પ્રાચીન ગુજરાતીના અભ્યાસીઓને માટે આ મહત્ત્વપૂર્ણ પ્રબન્ધનું

૧૨ સરખાવો : કાન્તિલાલ વ્યાસ સંપાદિત कान्हडदे प्रबन्ध, (राजस्थान पुरातन ग्रन्थमाला), Introduction p.p. 4–6

પ્રાચીન ભાષાસ્વરૂપ યથાતથ જાળવતી એક શ્રદ્ધેય આવૃત્તિની અત્યંત આવશ્યકતા હતી.

સન ૧૯૪૦ માં સંસ્કૃત પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતીના ધુરંધર વિદ્વાન આચાર્ય મુનિશ્રી જિનવિજયજીની પ્રેરણાથી આ પ્રકારની એક શ્રદ્ધેય આવૃત્તિ તૈયાર કરવાનું મેં માથે લીધું. એ માટે ગુજરાત–રાજસ્થાનના ભિન્નભિન્ન ભંડારોમાંથી, સરકારી ગ્રંથાલયોમાંથી, તેમજ પ્રસિદ્ધ પુસ્તકાલયોમાંથી આ પ્રબંધની બધી મળીને ૧૧ પ્રતિઓ મળી આવી.[13]

એના પાઠોનું સંકલન કરીને, પ્રતિઓની વંશાવલી નિર્ણીત કરીને, એને આધારે પ્રાપ્ત સામગ્રીમાંથી અદ્યતન પાઠનિર્ણયના સિદ્ધાન્તો અનુસાર મૂળ પાઠ તારવી કાઢીને મેં પ્રબન્ધની વાચના નિર્ણીત કરી, જે રાજસ્થાન પુરાતન ગ્રંથમાળાના ૧૧મા મણકા તરીકે આચાર્ય શ્રી જિનવિજયજીના વિસ્તૃત પુરોવચન સાથે પ્રસિદ્ધ થઈ છે. (ઈ. સ. ૧૯૫૩).

એમાં વાચનાની સાથે મેં પ્રતિઓની સંપૂર્ણ પાઠસામગ્રી (critical apparatus) આપી હતી, અને પ્રસ્તાવનામાં પાઠનિર્ણયના નિયમોની ગવેષણા કરી હતી, અને પરિશિષ્ટમાં વાચનામાં સ્વીકારેલા પાઠની સ્વીકૃતિનાં કારણોની મીમાંસા કરી હતી.

પ્રબન્ધની ઐતિહાસિક સામગ્રીની ચર્ચા અને એના ભાષાસ્વરૂપનો વીગતે અભ્યાસ, તેમજ સંપૂર્ણ (અંગ્રેજી) ભાષાન્તર અને શબ્દકોશ તથા અર્થદર્શક ટિપ્પણ બીજા ગ્રંથમાં આપવાનું નિરધાર્યું હતું.

ગુજરાત યુનિવર્સિટીએ બી. એ. સ્પેશ્યલના અભ્યાસક્રમમાં પ્રશિષ્ટ કૃતિઓના અભ્યાસના પ્રશ્નપત્રમાં આ વર્ષે (૧૯૬૦–૬૧ ની પરીક્ષા માટે) આ કૃતિના પ્રથમ બે ખંડ નિયત કર્યા છે. આ બે ખંડની મૂળ વાચના, પાઠાન્તરાદિક વિના આપીને, સાથે વિદ્યાર્થીઓને

13 જુઓ : એજન. પૃ. ૭–૯.

ઉપયોગી થાય તેવું અર્થદર્શક ટિપ્પણ, અને પ્રબંધના ઇતિહાસ, કાવ્યસ્વરૂપ આદિ મહત્ત્વના મુદ્દાઓની ટૂંકાણમાં ચર્ચા કરતી પ્રસ્તાવના જોડીને વિદ્યાર્થીઓની કક્ષાને અનુરૂપ બને એવી આવૃત્તિ તૈયાર કરવાની સૂચના ભિન્ન ભિન્ન સ્થળેથી મને કરવામાં આવી હતી. તદનુસાર આ નાના પાઠ્યપુસ્તકની રચના થઈ છે.

એમાં રાજસ્થાન પુરાતન ગ્રંથમાળામાં નિર્ણીત કરેલી વાચના લીધી છે,[૧૪] સાથે ટૂંકું ટિપ્પણ જોડ્યું છે; અને પ્રસ્તાવનામાં આ કૃતિના કાવ્યસ્વરૂપને સ્પર્શતા મુદ્દાઓની છણાવટ કરી છે. પુસ્તકનું કદ વધી ન જાય અને ચર્ચા વિદ્યાર્થીની કક્ષાને ઉલ્લંઘી ન જાય તેની સાવચેતી રાખી છે. જે અભ્યાસીઓ અને રસિકોને આ પ્રબન્ધનો સર્વાંગીણ અભ્યાસ કરવો હશે એમને માટે 'રાજસ્થાન પુરાતન ગ્રંથમાળા' માં પ્રસિદ્ધ થયેલો વાચનાનો મૂલ ગ્રંથ; અને હવે પછી તાજેતરમાં પ્રસિદ્ધ થનાર પ્રસ્તાવના, ભાષાન્તરાદિકનો બીજો ગ્રંથ–એમ બંને ગ્રંથો જોવા આવશ્યક હશે.

૩

આ પ્રાચીન ઐતિહાસિક મહાકાવ્યનો પ્રણેતા, કવિ પદ્મનાભ વિસનગરો નાગર હતો. જાલોરના ચોહાણ રાજા અખયરાજનો એ રાજકવિ હતો. અખયરાજ કાન્હડદેથી પાંચમી પેઢીએ થઈ ગયો. કાન્હડદેના યુવરાજ વીરમદે પછી મેગલદે, પછી અંબરાજ, પછી ખેતસી, અને તેનો પુત્ર અખયરાજ.[૧૫] અખયરાજની પ્રેરણા (સોપામણ)થી કવિએ સોનગિરા ચોહાણોના કુળની કીર્તિ ગાઈ છે,[૧૬] અને ચોહાણ કુલ શિરોમણિ કાન્હડદેના ગુણ ગાયા છે."

૧૪ બે એક સ્થળે નાના સુધારા કર્યા છે. જુઓ : ખંડ ૧–શ્લોક ૧૮૧ (कटकसनाद्ध); ખંડ ૨–શ્લોક ૩૦ (करस्यद्ध काम)

૧૫ જુઓ : કાન્તિલાલ વ્યાસ સંપાદિત कान्हडदे प्रबन्ध, મુનિશ્રી જિનવિજયજીનું प्रास्ताविक वक्तव्य, પૃ. ૩; તેમજ ખંડ ૪–શ્લોક ૩૩૪–૩૪૧.

૧૬ જુઓ : એજન. ખંડ ૧ શ્લોક ૪–૫; ખંડ ૪ શ્લોક ૩૪૪, ૩૫૧, ૬૦

આ અખયરાજ કાન્હડદેનો સીધો રાજવંશજ, અને જાલોરની રાજગાદીનો, કદાચ છેલ્લો જ, ઉત્તરાધિકારી હતો.[૧૭] એ સ્વતંત્ર રાજા હતો કે દિલ્હીના મુસલમાન સુલતાનનો ખંડિયો હતો એ નિર્ણીત કરવાનું સાધન નથી,[૧૮] તેમ એ આ કાવ્યના સંદર્ભમાં બહુ પ્રસ્તુત પણ નથી, પરંતુ, કવિના પોતાના કથનાનુસાર એ પરમ ધર્માત્મા,[૧૯] સદાચારી, દાનશીલ, અને ઈશ્વર ભક્ત હતો.

આ સોનગિરા રાજા અખેરાજના દરબારના રાજકવિ પદ્મનાભે સં. ૧૫૧૨ માં—કાન્હડદેના નિધન અને જાલોરના વિધ્વંસ પછી ૧૪૫ વર્ષે—આ સમર્થ કાવ્યની રચના કરી છે. કવિએ પોતાના વિષયભૂત વીર કાન્હડદે સંબંધે, અને પોતાના આશ્રયદાતા વિષે ઘણી ઝીણાવટ ભરી વીગતો આપી છે. પરંતુ પોતાના વિષે લેશમાત્ર ઈશારો કર્યો નથી. એથી કવિનું મૂળ વતન, કવિના પૂર્વજો, માતાપિતા, ગુરુ, કવિના જીવનના મહત્ત્વના પ્રસંગો ઇ. સંબંધે કશું જ નિશ્ચિતપણે જાણી શકાતું નથી.

કવિ પદ્મનાભ વિસનગરો નાગર હતો; માટે એ મૂળ ગુજરાતના વિસનગર ગામનો વતની હશે અને ત્યાંથી અખેરાજના દરબારમાં જઈને રહ્યો હશે, એવો કેટલાક વિદ્વાનોએ તર્ક કર્યો છે. એ તર્ક નિરાધાર છે, કારણ કે નાગર જ્ઞાતિ ગુજરાતથી માંડીને ઉત્તરપ્રદેશ સુધી પથરાયેલી છે. દિલ્હી–આગ્રામાં જ પેઢીઓથી વડનગરા તેમજ અન્ય નાગર જ્ઞાતિનાં અનેક કુટુંબો વસેલાં છે, અને ત્યાંજ ઠરીઠામ થયેલાં છે. એટલે માત્ર જ્ઞાતિના નામ ઉપરથી જ એ કુટુંબો ગુજરાત-

૧૭ જુઓ : એજન, મુનિ જિનવિજયજીનું પ્રાસ્તાવિક વક્તવ્ય, પૃ. ૩.

૧૮ જુઓ : દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध ૨૭ આવૃત્તિ; નરસિંહરાવનું પુરોવચન, પૃ. ૭.

૧૯ જુઓ : कान्हडदे प्रबन्ध ખંડ ૪–શ્લોક–૩૩૬–૩૩૯.

માંથી તરતમાં ત્યાં જઈ વસેલાં છે એમ ગણવું વાસ્તવિક નથી. એ જ પ્રમાણે પદ્મનાભને વિસનગરમાંથી જાલોર જઈ વસેલો માનવો સમુચિત નથી.

જોકે પદ્મનાભે પોતાને વિષે કશી જ અંગત માહિતી પ્રબન્ધમાં આપી નથી, તોપણ આંતરિક પ્રમાણો ઉપરથી એના વિષે કેટલાંક સાધાર અનુમાનો તારવી શકાય છે. પદ્મનાભ વિદ્વાન છે અને સમર્થ કવિ છે, અને એની બાની રસાળ અને મનોહર છે.[20] એની પ્રતિભા પ્રાકૃત જનોનું જ નહીં પણ કવિજનોનું પણ મનરંજન કરે તેવી છે. એને 'પુણ્યવિવેક' નું બિરુદ પ્રાપ્ત થયું છે.[21] એણે પોતાના આશ્રયદાતા અખેરાજની સૂચના (સીધામણ) થી મા ભારતીના પ્રસાદથી આ સરસ પ્રબંધની રચના કરી છે.[22]

કવિની આ પ્રૌઢ વયની અને શ્રેષ્ઠ રચના સંભવે છે; એ વિના એમાં સ્થળે સ્થળે આટલો બધો આત્મવિશ્વાસ ઝળકી રહે નહીં. "પોતે પંડિત સુકવિ છે, અને 'પુણ્યવિવેક' બિરુદ ધારે છે; આ રસભરિત પ્રબન્ધના ચારે ખંડ 'નવનીત જેવા' મધુરકોમળ છે; એનાં દૂહા, ચોપાઈ અને મનોહર ગીતો મનને રસોલ્લાસથી ભરી દે

---

૨૦ સરખાવો : 'पद्मनाभ पंडित सुकवि, वाणी वचन सुरग'—का. प्र. ખંડ ૧–શ્લોક ૪.

૨૧ સરખાવો : '...पद्मनाभ कवि पुण्यविवेके। एहवुं बिरद आदरइ अनी, लहइ बुद्धि कविजनरंजनी।'—का. प्र. ખંડ ૪–શ્લોક ૩૪૦.

૨૨ સરખાવો : 'माइ भारती तणइ पसाइ, अक्षरबंध बुद्धिरस थाइ' का. प्र. ખંડ ૪–૩૪૧.

'सरस बंध प्राकृत कवूं' का. प्र. ખંડ ૧–શ્લોક ૧.

છે[૨૩]—કવિના પોતાની રચના વિષેના આ કથનમાં લેશમાત્ર અત્યુક્તિ નથી, પરંતુ સાચી આત્મશ્રદ્ધાનો રણકો છે. વસ્તુતઃ, દીર્ઘકાલની કવિત્વસિદ્ધિ કવિના આ સાહજિક કથનની પાછળ રહેલી છે એમાં શંકા નથી.

આચાર્ય મુનિશ્રી જિનવિજયજી પદ્મનાભને ભારતના એક પુરાતન પુણ્યપ્રદેશનો સાચો સંરક્ષક, ઉદાત્ત રાષ્ટ્રપ્રેમી, આદર્શ રાષ્ટ્રકવિ ગણે છે, અને મધ્યકાલીન કવિઓમાં એને 'મહાકવિ'ના પદનો અધિકારી માને છે.[૨૪]

પદ્મનાભ બહુશ્રુત કવિ છે. એને તત્કાલીન ઇતિહાસનો ગાઢ પરિચય છે,[૨૫] ભારતની ભૂગોળ વિષે ઝીણવટ ભરી માહિતી છે,[૨૬] અને ઇતિહાસ-પુરાતન-ધર્મશાસ્ત્રાદિકનું[૨૭] સમ્યક્ જ્ઞાન છે. રાજપૂત રાજાનો રાજકવિ હોઈ પદ્મનાભને રાજદરબારી રીતરસમોનો સંપૂર્ણ અનુભવ છે. એથી જ ક્ષત્રિય કુલોનાં, ક્ષત્રિય યોદ્ધાઓનાં રાજદરબારોની દૈનંદિન ચર્યાનાં કવિએ સુંદર ચિત્રો આલેખ્યાં છે. આ દરબારોમાં મુસલમાન અમીરો, રાજદૂતો, અધિકારીઓ વગેરે રાજ્યકાર્ય નિમિત્તે આવતા હશે. એમની જીવન ચર્યાનો, એમની રીતભાતનો, એમની

૨૩ સરખાવો : 'सांभलतां शरीर उल्हसइ.. ।
चयारि पंड जिस्यां नवनीत, दूहा चउपई मधुरां गीत ।।'
—का. प्र. ખંડ ૪–૩૪૨.

૨૪ જુઓ : કાન્તિલાલ વ્યાસ સંપાદિત कान्हडदे प्रबन्ध, મુનિશ્રી જિનવિજયજીનું प्रास्ताविक वक्तव्य, પૃ. ૨.

૨૫ ઉ. ત. જુઓ : સુલતાન અલાઉદ્દીનની ઉક્તિ ખંડ ૨–શ્લોક ૬૩–૭૪.

૨૬ ઉ. ત. સરખાવો : ખંડ ૧–શ્લોક ૫૦, ૫૧, ૫૭–૫૯, ૬૮–૭૨, ૧૦૫–૧૦૭, ઇ૦

૨૭ ઉ. ત. સરખાવો : ખંડ ૧–શ્લોક ૧૬૦–૧૭૩; ૨૨૪–૨૩૫;
ખંડ ૩–શ્લોક ૧૯૫–૨૦૪; ૨૧૫–૨૧૭;
ખંડ ૪–શ્લોક ૧૮૫–૧૯૧, ઇ૦

ભાષાનો[૨૮] કવિને પ્રત્યક્ષ પરિચય છે. એથી જ એ મુસલમાન યોદ્ધાઓનાં, એમની છાવણીઓનાં, એમની કૂચનાં[૨૯] ખૂબ પ્રતીતિકર, આબેહૂબ વર્ણનો કરી શક્યો છે.

આ પ્રબંધ પદ્મનાભની પરિપક્વ પ્રતિભાનું ફળ છે. પદ્મનાભની અન્ય રચનાઓ હોવી જોઈએ એવું સહજ અનુમાન થાય છે; પરંતુ કાલપ્રવાહમાં એ લુપ્ત થઈ ગઈ જણાય છે. કેવળ આ પ્રબન્ધજ, સુભાગ્યે, એની રસવત્તા અને મનોહર બાનીને લીધે, એમાંની ઐતિહાસિક ઘટનાઓનાં સુરેખ અને વાસ્તવિક નિરૂપણને કારણે, અને એનાં સામાજિક જીવનનાં તાદૃશ ચિત્રોથી સમકાલીન કૃતિઓની સાથે સચવાઈ રહ્યો છે, અને એની પણ માત્ર ગણીગાંઠી પ્રતિઓજ ભિન્ન ભિન્ન ભંડારોમાંથી પ્રાપ્ત થઈ શકી છે.

## ૪

આ કાવ્યનું કથાવસ્તુ અત્યંત રોમાંચક છે.

પ્રબન્ધને આરંભે કવિ સિદ્ધિદાતા ગણેશ અને બુદ્ધિપ્રદા સરસ્વતીનું મંગલાચરણમાં સ્તવન કરે છે, આદિપુરુષ વાસુદેવને પ્રણામ

૨૮ સરખાવો : મુસ્લિમ યોદ્ધાઓ અને રાજદરબારીઓની ભાષાના નીચેના લાક્ષણિક પ્રયોગો:—

अरदास, मुकर्दम, सिलाम, फुरमाण, बदउ, साबाण, सिरापा, मठीआरा, तबाप, सिल्लार, मूत (=मूर्ति), बंदीषानुं, तसलीम, मसूरति, मुहिम, किसी, हमारी (=અમારી), किरतार, दीवाण (=દરબાર) लूणहराम, नामजाद, घोरि (=કબર), वलाइ (=બલા) ઇ૦

૨૯ સરખાવો : ખંડ ૧–શ્લોક ૪૦–૪૯; ૬૯–૭૦; ૭૪–૮૦, ઇ૦
ખંડ ૨–શ્લોક ૮૭–૯૩ ઇ૦

કરીને સોનગિરા ચહુઆણોની કીર્તિગાથા સમી કાન્હડદેની ગૌરવગાથાનો પ્રારંભ કરે છે. (ખંડ-૧ શ્લોક ૧-૫)

નવકોટી નામથી પ્રસિદ્ધ મારવાડનો સમૃદ્ધ દેશ આવેલો છે. જ્યાં સૌને ઘેર ધનધાન્ય સભર ભરેલાં છે અને જરિયાન વસ્ત્રોની છાકમ-છોળ છે. ત્યાં જાબાલી મુનિના નિવાસસ્થાન રૂપ કનકાચલ પર્વત આવેલો છે. ત્યાં જેમના કુળની કીર્તિ આદિકાળથી પ્રસરેલી છે એવા વિશુદ્ધ વંશવાળા સોનગિરા ચહુઆણો રાજ્ય કરે છે. (૬-૮)

એ વંશમાં કાન્હડદે રાજા થઈ ગયો—જેની ઋદ્ધિસિદ્ધિ ઇન્દ્ર જેટલી હતી, અને જેના રાજભવનમાં નવેનિધિનો સદાકાળ વાસ હતો. મતિમંત માલદે એનો સહોદર હતો, જેના ઉપર એને ઘણો પ્રેમ હતો; વીરમદે એનો (= કાન્હડદેનો) જગયશસ્વી કુંવર હતો. એમણે (દિલ્હીના) સુલતાન સાથે યુદ્ધ ખેલ્યું, એ વિષે કવિએ આ ભાષાપ્રબંધની રચના કરી છે, જેમાં ચહુઆણોના શૌર્યની ગાથા ગાઈ છે. (શ્લોક ૯-૧૨)

એ સમયે ગુર્જરધરા ઉપર સારંગદે નામે રાજા રાજ્ય કરતો હતો. એણે (પોતાના અમાત્ય) માધવ બ્રાહ્મણની અવમાનના કરી, જેમાંથી વિગ્રહનો આરંભ થયો. એ મહાઅમાત્ય રીસાયો. એણે પ્રતિજ્ઞા કરી કે 'હવે ગુજરાતમાં તો હું ત્યારે જ ભોજન કરું કે જ્યારે તુર્કોને અહીં લઈ આવું.' માધવ મહેતે આ મહાન અધર્મ કર્યો. જે ભૂમિમાં શાલિગ્રામની પૂજા થતી હતી, હરિનું નામ લેવાતું હતું, યજ્ઞયાગાદિક થતા હતા, અને બ્રાહ્મણોને દાનો દેવાતાં; જ્યાં તુલસીપીપળાની પૂજા થતી, વેદપુરાણોક્ત ધર્મનું પાલન થતું, જ્યાં લોકો તીર્થયાત્રાએ જતાં; જ્યાં સ્મૃતિપુરાણો અને ગાયની પૂજા થતી —એવી અતિ પવિત્ર ભૂમિમાં માધવ મ્લેચ્છોને લઈ આવ્યો! માધવને કપાળે આ કાળી ટીલી લાગી! પૂર્વસંચિત કર્મ કદી મિથ્યા થતાં નથી. (૧૩-૧૭)

માધવ અનેક કિમતી ભેટો લઈને દિલ્હી તરફ ચાલ્યો. રસ્તામાં વિષમ ઘાટ ઓળંગીને છેવટે એ દિલ્હીનગરમાં આવી પહોંચ્યો. પહેલો એ જઈને દિવાનને મળ્યો. એની મારફત સુલતાને બધી વસ્તુસ્થિતિ જાણી. અલાઉદ્દીન મોટો સમર્થ સુલતાન હતો; ઘણા પ્રદેશ ઉપર એની આણ ફરતી હતી. માધવ તરફથી ભેટ રૂપે અનેક જાતવંત ઘોડાઓ સુલતાનને નજર કરીને દિવાન મીર ઉંબરે પાદશાહને અરજ કરી કે 'આં (ગુજરાતનો) મુખ્ય પ્રધાન, માધવ નામનો, સુલતાનને સલામ કરે છે.'

પરદેશી પ્રધાન જાણીને (એનું મહત્ત્વ ઓળખીને) સુલતાને એને માન આપ્યું, અને એને ગુજરાતની રાજકીય પરિસ્થિતિ વિષે તેમજ ખંભાત, અણહિલપુર દીવ, માંગરોળ, જેવાં નગરો અને ઝાલાવાડ સોરઠના પ્રદેશો સંબંધે પૂછ્યું. (૧૮–૨૨)

સુલતાનનો આ પ્રશ્ન સાંભળીને માધવ ગળગળો થઈ ગયો. એણે ગુજરાતના રાજા કર્ણદેવ વિષે સબળ ફરિયાદ કરી: "કર્ણદેવ ઘેલો થઈ ગયો છે; એણે ક્ષત્રિય ધર્મનો લોપ કર્યો છે; ઉદ્દીપક ઔષધો રોજ ખાઈને એ ભાન ભૂલી ગયો છે. એણે પહેલાં મારું અપમાન કર્યું, મારા ભાઈ કેશવને માર્યો. અને એની સ્ત્રીને પોતાના રાજમહેલમાં રાખી. એના આ દુષ્કર્મથી મને જે રોષ ઉત્પન્ન થયો છે, એ સહ્યો જતો નથી. આપ ગુજરાત ઉપર ચઢાઈ કરો અને લશ્કર મોકલો. હું અનેક હિન્દુઓને મારીશ, અને ખાન પડીશ, અને જંગલમાં નસાડી મૂકીશ. અને તમને ગુજરાત જિતાડી આપીશ." આ સાંભળીને સુલતાન માધવ ઉપર પ્રસન્ન થયો, અને એને પંચાંગપસાય (ઈનામ તરીકે અપાતા પોષાક, આભૂષણો ઇ૦) આપ્યો. (૨૩–૨૮)

ગુજરાત ઉપર ચઢાઈ લઈ જતાં લશ્કરે જતાં જાલોર આવે. એથી સુલતાને પોતાના પ્રધાનોને ભેટસોગાદો સાથે જાલોર કાન્હડદે પાસે

મોકલ્યા. પ્રધાનોએ કહ્યું કે "સુલતાનનું મુસલમાન લશ્કર ચડાઈ લઈને સોરઠ તરફ જાય છે. બીજે બધે રસ્તો વિકટ છે, માટે પાદશાહે પોતાના લશ્કરને તમારા રાજ્યમાં થઈને જવા દેવાની માગણી કરી છે. તમે તમારું રાજ્ય નિરંકુશપણે ભોગવો; પાદશાહી લશ્કર સીધે સીધું ચાલ્યું જશે, તમારા પ્રદેશને એ કશી રંજાડ કરશે નહીં."

રાજા કાન્હડદેએ સભા સાથે મંત્રણા કરીને સુલતાનના પ્રધાનોની માગણીનો અસ્વીકાર કર્યો. એણે કહ્યું કે "મુસલમાન લશ્કર જ્યાં જશે ત્યાં ગામો ભાંગશે, લોકોને બાન પકડશે, સ્ત્રીઓને રંજાડશે, ગોબ્રાહ્મણને પીડા કરશે. એ કારણથી એને વાટ આપવી એ અમારો ધર્મ નથી." પ્રધાનો પાછા વળ્યા, અને સુલતાનને જઈને જણાવ્યું કે કાન્હડદે પાદશાહની આજ્ઞા માનતો નથી. આમ વાત મમત ઉપર ચડી. સુલતાને ભાવીનો વિચાર કરીને નિસાસો મૂક્યો. (શ્લોક ૨૯–૩૪)

પછી સુલતાને પોતાના સેનાધિકારીઓને બોલાવ્યા, અને ઉલુઘખાનને ગુજરાત ઉપર ચડાઇ લઈ જવાનું ફરમાન કર્યું. એની સાથે માધવ પ્રધાનને મોકલાવ્યો. ઉલુઘખાનની સાથે મોટા મોટા સરદારો અને અમીરો, તેમજ નોકરચાકરો (અને સૈન્યસામગ્રી) મોકલાવી. એક બાજુ ગોરો બાદશાહ અલાઉદ્દીન અને બીજી બાજુ કાન્હડદે ચહુઆણ. નીલોરગઢ ઉપર પાદશાહના લશ્કરે ઘેરો ઘાલ્યો, એનું આ પ્રબંધમાં કવિ વીગતે વર્ણન કરે છે. (એ પહેલાં) કવિ ગુજરાતમાં, અને (વિશેષતઃ) સોરઠી સોમનાથની વાહરે ચડતાં રાજપૂતોએ મુસલમાનો સાથે જે વિષમ યુદ્ધ ખેલ્યું તેનું વર્ણન કરે છે.

(શ્લોક ૩૫–૩૯)

મુસલમાન લશ્કરે ડેરા તંબુ સાથે, ભરપૂર સૈન્ય સામગ્રી સહિત, ગુજરાત તરફ કૂચ કરી. લશ્કરમાં ફારક ભાથી, હબશી, બીડામણા બંગાળીઓ હતા. સાથે કહાર, ભોઈ, ભઠીઆરા, તબાખ વગેરે અનેક

નોકર ચાકરોનો રસાલો હતો. શણગારેલા, ઉપર અંબાડી નાંખેલા, અખ્તરિયા, મદમત્ત હાથીઓ ઉપર મહાવતો અંકુશ લઈને બેઠા હતા. પર્વતમાળાની માફક ચિત્કાર કરતા હાથીઓ ચાલતા હતા. ઉલુઘખાનની ઘોડેસવાર સેનાનો તો પાર નહોતો. આગળ બણુગાં, ઢોલ, નફેરી, કાહલ અને ડંકાનીસાણુ વાગતાં હતાં. જ્યાં જ્યાં ઘાસ પાણીની વિશેષ સગવડ હતી ત્યાં ત્યાં લશ્કર પડાવ નાંખતું હતું. લશ્કરની આગળ કોદાળિયાઓ અને પથ્થર ફોડાઓ (બારહિંડા) રસ્તો સમારતા જતા હતા. આ કામ ઉપર માધવની દેખરેખ હતી.

જંગલી પશુઓ લશ્કરના અવાજથી બ્હીને નાસી જતાં હતાં, અને પ્રદેશની વસતી નાસીને આધે દુર્ગમ સ્થળોએ ભરાઈ બેસતી હતી.

કાન્હડદેએ પાદશાહના લશ્કરને રસ્તો આપવાની ના સુણાવી એટલે પાદશાહની સેના ફરીને મેવાડમાંથી પસાર થઈ. ત્યાંના રાજા સમરસિંહ રાવળે મુસલમાન લશ્કરને માર્ગ આપ્યો. દડમજલ કરતું સુલતાનનું લશ્કર બનાસકાંઠા ઉપર આવી પહોંચ્યું. ગુજરાતમાં બેપિયાઓએ આ ખબર પહોંચાડયા, અને સર્વત્ર ગભરાટ, ત્રાસ પ્રસરી રહ્યો. (૪૦-૫૦).

સુલતાનની વિશાળ સેના મોડાસે આવી પહોંચી. ત્યાંના ઠાકોર બતડે મુસલમાન લશ્કરનો પહેલો સામનો કર્યો. મુસલાનો ઉપર એણે સખત મારો ચલાવ્યો અને બે ચાર ઘડી મુસ્લિમ લશ્કરને થંભાવી દીધું. અનેક તુરકોને મારીને બતડ રણમાં પડ્યો. ઉલુઘખાને એના શુરાતનની પ્રશંસા કરી. મુસલમાનોએ મોડાસા ભાંગ્યું અને ગામમાં લાહ્ય લગાડી. (૫૧–૫૭)

હવે તુર્કોએ કાનમ, ચરોતર, બાવનખેડાર ભાગ્યાં, અને પછી તેઓ દક્ષિણોત્તર દંડાવ્ય ઉપર ચડયા અને ધાણધારને હચમચાવી નાખી. હવે બેપિયાઓ મુસલમાનોની ચડાઈના ખબર લઈને પાટણ આવ્યા. પાટણના દરવાજા બંધ કરવામાં આવ્યા, દરવાજે રક્ષકદળો

મૂક્યાં, અને ગોદ્ધાઓ મુસલમાનોનો મુકાબલો કરવાને તૈયાર થયા.

મુસલમાનોએ માધવ મહેતાને આગળ કર્યો-એ નગરમાં જવા આવવાના માર્ગોનો જાણકાર હતો. મુસલમાનોએ પાટણ શહેર લૂટી લીધું, અને કિલ્લાને ઘેરો ઘાલ્યો. માધવે કર્ણને સંદેશો મોકલાવ્યો : “નાસી જાવ; વગર મોતે શા માટે મરો છો ?” દાંતમાં છીંડું પાડીને કર્ણ નાઠો. સાથે રાણી પણ પગપાળી નાઠી. પછી મુસલમાનોએ ગઢ કબજે કર્યો, અને લૂટ ચલાવી. ભર્યાભાદર્યાં નગરો લીધાં. રાજાની ઘોડાશાળાના બધા ઘોડા છોડી લીધા. અણહિલપુર પાટણમાં તો ‘ન ભૂતો ન ભવિષ્યતિ’ એવી ઘટના બની-જે સ્થાને દેહરાસર હતાં ત્યાં મુસ્લિમ સરદારોએ ખુતબા પઢયા. પછી પાટણગઢમાં ઉલુઘખાને અલાઉદ્દીન પાદશાહની આણ વરતાવી. (૫૮-૬૬)

પાટણથી મુસલમાન લશ્કર અસાવલ તરફ ઉપડ્યું. મુસલમાન સૈન્યના ધસારાના ખબરે અસાવલ, ધોળકા, સૂરત, રાંદેર, ચાંપાનેર જેવાં ગુજરાતનાં સમૃદ્ધ નગરો કંપવા લાગ્યાં. મુસલમાન સેનાએ સાગરપટીનાં નગરો હચમચાવી નાંખ્યાં, સાગરપૂર જોયાં, અને સોનું રૂપું, કિનખાબ, કપૂર, સર્વ લૂંટી લીધાં. મુસલમાનો દેશ વેરાન કરવા કરવા લાગ્યા, ધાન્ય લૂંટી લેવા લાગ્યા, ઢોરઢાંખર વાળી જવા લાગ્યા અને હાથમાં આવ્યાં તે માણસોને તેમણે બાન (=કેદી) પકડ્યાં. ગુજરાતમાં મુસલમાન સેનાએ લૂંટ કરીને તમામ સમૃદ્ધિ હરી લીધી, પછી ઉલુઘખાને ડંકાનિસાણ વગાડીને સોરઠ તરફ કૂચ કરી.

(૬૭-૭૧)

સોરઠમાં મંગલપૂર, મહુઆ, ઊના, દાઠા, વગેરે નગરો સુધી મુસ્લિમ લશ્કર ફરી વળ્યું. લોકો દશે દિશાએ નાઠા. બધે હાલકડોલક થઇ રહ્યું. સોરઠમાંથી નાસી જે જે લોકો દીવબેટમાં ભરાયા એટલાનાજ જાનમાલનું રક્ષણ થયું. મુસલમાન લશ્કરોની કૂચનો અને લોકોની નાસભાગનો સર્વત્ર કોલાહલ મચી રહ્યો (મુસ્લિમ સેનાએ ગામો ભાંગીને લાહ્ય લગાડી) તેથી વિકરાળ ધૂમાડો પ્રસરી રહ્યો.

સોરઠમાં તો મુસલમાન સેનાના ધસારા સામે સહુ કોઈ નાઠું, ભર્યો દેશ લૂટાયો. આદિકાળથી અભંગ રહેલાં નગરો ભાગ્યાં. કોઈ જ સામે થઈ શક્યું નહીં. આમ, દેશ ભાંગીને વાજતે નિશાને મુસ્લિમ સેના દેવપાટણ (=સોમનાથ પાટણ) જોતજોતામાં આવી પહોંચી. (૭૨–૭૮).

મુસલમાનોએ નગરની પાસે છાવણી નાંખી, નવા તંબૂઓ ઊભા કર્યાં, ઘોડાની પાયગા બનાવી. મોટા ઝાડોને થડે હાથીઓ બાંધ્યા અને નગરને ઘેરો ઘાલ્યો.

રાજપૂતોએ નગરના દરવાજા બંધ કર્યાં. સોમનાથની રક્ષાથે આવેલા રાજપૂત યોદ્ધાઓએ પોતાનું બળ બતાવ્યું. એમણે નગરની બહાર આવી પાદરે મુસ્લિમ સેના ઉપર છાપો માર્યો. અને મુસલમાનોની સામે હાથોહાથ આવી ગયા. વાળા, વાજા, જેઠવા, ચૂડાસમા એ સૌ સોરઠી રાજપૂતો એકઠા મળીને સુલતાનની સાગરસમી સેનાની સામે ધસી આવ્યા.

મુસલમાનોએ પોતાનું સૈન્ય સજ્જ કર્યું, હાથી ઉપર બખ્તર નાંખ્યાં, ઘોડા તૈયાર કર્યા અને નગરને ઘેરી લઈને દરવાજાની સામે સીધો ધસારો કર્યો. આ ધસારાની સામે રાજપૂતો ટકી શક્યા નહીં. પાદરથી તેઓ પાછા હઠ્યા. મુસલમાન સેનાને વીંધીને એમણે કોટ સુધી પહોંચી જઈને કોટના દરવાજા બંધ કર્યાં, અને બુરજો ઉપર ચુસલમાનોએ જોર કરીને હાથી સામા લાવીને ગઢના દરવાજા તોડ્યા અને ગઢ કબજે કર્યો. (૭૯–૮૫)

મુસલમાનોએ કોટના દરવાજા અને દિવાલો તોડી નાંખ્યાં. પછી સોમનાથ પાટણમાં ઉલુઘખાનના સવારોએ ભયંકર લૂટફાટ ચલાવી.

રાજપૂતોએ હવે કેસરિયાંની તૈયારી કરી. એમણે સોમનાથના મંદિરમાં ચારે બાજુ હાથ દીધા, સ્નાન કરીને કંઠમાં તુલસીની માળા ધારણ કરી, ભગવાન સોમનાથનું સ્મરણ કરીને એમનું શરણ માગ્યું.

મંદિરના ગઢના ચોકમાં રાજપૂતોએ પડાવ નાંખ્યો. મુસલમાનોએ ગર્જના કરીને હાથી સામા આણ્યા. બંને સેના સામસામે હાથોહાથ આવી ગઈ. રણઘેલા રોષભર્યા રાજપૂતોએ કર્કશ હબસીઓને ઘેરી લઈને એમનું પાણી ઉતાર્યું, અને આ સર્વ અનર્થનું મૂળ, માધવ મહેતાને માર્યો. મુસલમાનો સાથે કેમ હાથોહાથ આવી જવાય એનો એમના મનમાં ઉમંગ હતો. સંખ્યાબંધ બંકડા મૂગલો અને મ્લેચ્છોને મારીને સર્વ રાજપૂતો રણમાં પડયા. અનેક યજ્ઞથી, તીર્થયાત્રાથી, કે અનર્ગલ દાનથી જે પદ સિદ્ધ થતું નથી તે પદ એમને ભગવાન સોમનાથની રક્ષાર્થે મરણ પામતાં પ્રાપ્ત થયું, અને એ દેવલોકમાં પહોંચ્યા. (૮૬–૯૨)

ભગવાન સોમનાથના મંદિરમાં લૂટાલૂટ ચાલી રહી. તાળાંકૂંચી તોડવામાં આવ્યાં. મુસલમાનો કોલાહલ કરતા દરવાજામાં પેઠા. એમણે ભગવાનના ચોઘડિયાંમાંનાં દોલતંબાળુ કબજે કર્યાં. પત્થરફોડાઓ (સારહિજા) મંદિરના ઘુમ્મટ ઉપર ચઢીને ઘણથી પૂતળીઓ તોડવા લાગ્યા. એમણે પ્રાસાદની સાંધેસાંધ છૂટી કરી નાંખી, ઉપર કોતરેલાં હાથી ઘોડાનાં શિલ્પ પણ ભાંગી નાંખ્યાં. છેવટે બરાબર લાગ પડતી જગાએ લોઢાની સાંગ ભરાવી એમણે જોરથી સોમનાથ ભગવાનની વિશાળ મૂર્તિ (શિવલિંગ) તોડી નાંખી. ભગવાન શંકર કલિયુગનો આ પ્રભાવ જોઈને પોતાનું આ સ્થાનક છોડીને કૈલાસમાં ચાલ્યા ગયા.

ઉલુધખાને ચાણદારને આ મંદિરમાં હવે પછી મૂર્તિપ્રતિષ્ઠા ન થવા દેવાનું ફરમાન કર્યું, અને સોમનાથની ખંડિત મૂર્તિ દિલ્હી લઈ જવાનું, અને ત્યાં (ભઠ્ઠીમાં નાંખીને) એનો ચુનો કરી નાંખવાનું ઠરાવ્યું. લોઢાની ફરક અને રહિકલ મંગાવીને, એના-વડે, વચ્ચે આડાં ગોઠવીને સોમનાથનું લિંગ ગાડા ઉપર ચઢાવ્યું. એ ગાડાને બળદોના ઘણાં ત્રેલાં (ત્રણ ત્રણની જોડીઓ) જોતર્યાં, અને દિલ્હી ભણી ચલાવ્યું (૯૩–૧૦૦)

પાછા વળતાં મુસલમાન સૈન્યે સોરઠને હાલકડોલક કરી નાંખ્યું, લોકોનાં ધન લૂટી લીધાં. અનેક લોકોને—બ્રાહ્મણો, સ્ત્રીઓ, અને બાળકોને સુદ્ધાં–બાન (કેદી) પકડયાં અને આળા ચામડાની વાધરીથી બાંધીને એમનાં હાલરાં બનાવીને સાથે લીધાં. પછી, પાછળ થાણાંમાં રાખેલા સૈનિકોને તસલીમ કરીને વાજતે નિસાણે ઉલુધખાને સોરઠની હદ પાર કરી. વળતાં, મુસલમાન સૈન્યે ગિરનારનો પુરાતન કિલ્લો રોળી નાખ્યો, કચ્છની ભૂમિને દબાવી કંથકોટ અને ઠઠ્ઠું મુસલમાન સેનાના આક્રમણના ખબર સાંભળીને થરથર કંપવા લાગ્યા. (૧૦૧–૧૦૭)

હવે ઉલુધખાનને પોતાના બળનો ઘણો ગર્વ થયો. સામે મારવાડના બંકા રાજપૂતો એના રસ્તામાં ખડા છે એ એના લક્ષમાં આવ્યું નહીં. આગળ કાન્હડદેએ પાદશાહના લશ્કરને માર્ગ આપ્યો નહોતો એની રીસ મનમાં આણીને સોનગિરિ (=જાલોર) કબજે કરવાનો નિશ્ચય કર્યો.

મારવાડમાં મુસલમાન લશ્કર પહોંચ્યું. સારું સ્થળ જોઈને પડાવ નાંખ્યો. પછી પોતાના સરદારો સાથે મંત્રણા કરીને જાલોર કાન્હડદે પાસે પોતાનો પ્રધાન મોકલાવ્યો, અને એની દ્વારા કાન્હડદેને કહેવરાવ્યું: "હવે મદ થજે. ઉલુધખાન તારા દુર્ગ પાસે આવી પહોંચ્યો છે. મારા લશ્કરની સામે થવાની કોની તાકાત છે? અમારું પરાક્રમ જોયું? આ ચડાઈમાં જ મેં બે દેશ–સોરઠ અને ગુજરાત જીતી લીધા છે, અને તમારા દેવની મૂર્તિને બંદિવાન કરીને લઈ જાઉં છું. હિંમત હોય તો લશ્કર તૈયાર કરીને અમારો માર્ગ રોક અને સોમનાથની મૂર્તિને છોડાવી જા. કાં તો નજરાણું લઈને અમને મળવા આવ; કાં તો અમારી સાથે યુદ્ધમાં તારું બળ બતાવ. નહીં તો, છેવટે, તારું રાજ્ય સંભાળીને જ બેસી રહે." (૧૦૮–૧૧૬)

તે દિવસે કાન્હડદેને પ્રભાતને સમયે સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં

જાણે કાન્હડદેએ ગંગા અને ગૌરીને (પાર્વતીને) વિલાપ કરતાં જોયાં. એમણે કાન્હડદેને પોતાના પ્રદેશમાંથી તુરકો ભગવાન સોમનાથને લઈ જતા હતા તેમને સત્વર છોડાવી લાવવાને આર્જવ ભરી વિનંતિ કરી, અને આ કાર્યમાં કાન્હડદેને સિદ્ધિ મળશે અને એનું નામ નવેખંડમાં પ્રખ્યાત થશે એવી ખાતરી આપી. સવારે આળસ મરડીને કાન્હડદે ઊઠયો, અને સ્વપ્ન વિષે વિચાર કર્યો. રાજપુરોહિત સોમચંદ્ર વ્યાસે સ્વપ્નના સંકેત અનુસાર મ્લેચ્છોનો સંહાર કરીને સોમનાથ ભગવાનની રક્ષા કરવાનો અને બધાં બાન છોડાવવાનો આદેશ આપ્યો. (૧૧૭–૧૨૭).

એટલામાં તો મુસલમાન લશ્કરમાંથી પ્રધાન ગઢ ઉપર આવી પહોંચ્યો. રાજાએ સભા ભરી અને સભામાં પ્રધાનને મળ્યા, અને એનો સત્કાર કર્યો. પ્રધાને કાન્હડદેને ઉલુઘખાનનો સંદેશો સંભળાવ્યો: "તું જો અમારો સામનો કરશે તો અમે મારફાડ કરીને તારા મુલકને ઉજ્જડ કરીશું, અને તારા ગઢની તળેટીને સરોવરે આવીને પડાવ નાખીશું." કાન્હડદેએ વળતો ઉત્તર કહાવ્યો: "વીર પુરુષો જાતે જ પોતાના બળની પ્રશંસા કરતા નથી. જો એ પુરુષાર્થ કરી બતાવે તો જ સૌ કોઈ એના શુરાતનને પિછાને છે. ઉલુઘખાનને તમે સંભળાવજો કે અમે તમારો સામનો કરવાને તૈયાર છીએ. એક બે દિવસ ખમી જાવ; અમે સામે આવીને તમારા લશ્કર સાથે બાથ ભીડીશું:" (૧૨૮–૧૩૧).

પ્રધાને જઈને ખાનને જણાવ્યું કે હિંદુઓ લઢાઈ કરશે. ખાને સહુને તૈયાર થઈ રહેવાની આજ્ઞા આપી. એને બીતિ લાગી કે હિંદુઓ કદાચ અચાનક જ છાપો મારશે.

કાન્હડદેએ બીજે દિવસે સવારે પોતાની સેના સજ્જ કરીને રણદુંદુભિ વગડાવ્યાં. એટલામાં તો ઉલુઘખાનનું લશ્કર પડાવ ઉઠાવીને

શિરાણે જઈ પહોંચ્યું. ત્યાં લશ્કરની આસપાસ કાકગઢ (લાકડાનો કિલ્લો) રચાવ્યો, અને એની આજુબાજુ ખાઈ ખોદાવી. હાથી-ઘોડા ઉપર રાતદિવસ સાજબખ્તર નંખાવી રાખ્યાં હવે હિંદુઓ કેવી રીતે આવશે એમ ઉલુઘખાને વિચાર્યું. (૧૩૨-૧૩૪).

આ તરફ કાન્હડદેએ પોતાના ચાર સરદારો-જયત દેવડો, લખણુ સેભટો, લૂણુકરણુ, અને સાલ્હુ શોભાવતને ખાનના લશ્કર તરફ મોકલાવ્યા, અને સૂચના કરી કે "તુર્ક લશ્કર કેવડું મોટું છે એનો ક્યાસ કાઢજો." ખાનના લશ્કરમાં આ સરદારો પહોંચ્યા. એમણે લશ્કરનો પડાવ જોયો. ઉલુઘખાને એમને માનપાન અને ઈનામ આપ્યાં, અને પૂછ્યું કે "મારા લશ્કર વિષે કાન્હડદે પાસે શું કહેવાય છે?" કાન્હડદેએ તમારી દ્વારા જે અરજ કરી હોય તે જણાવો".

પ્રધાનોએ ઉત્તર આપ્યો કે "અગ્નિ કદાચ શીતલ બને, અને સૂર્ય પશ્ચિમમાં ઊગે, તો પણ કાન્હડદે ભગવાન નારાયણ વિના અન્ય કોઈને માથું નમાવે નહીં. અમે તો અહીં રાજા કાન્હડદેની આજ્ઞાથી તમારું લશ્કર જોવાને આવ્યા છીએ."

ઉલુઘખાનની આજ્ઞાથી મહાવતોએ હાથી પાખર્યા, ઘોડા ઉપર સાજ નંખાવ્યાં, અને જબરા તુર્ક અને બળવાન મુંગલ સૈનિકોને હારમાં ઊભા રાખ્યા. કાન્હડદેના પ્રધાનોએ લશ્કરની અપાર સામગ્રી જોઈ.

એટલામાં ખાને એક મુગલ સૈનિકને સાન કરી. એણે પોતાના ધનુષ્ય ઉપર બાણુ ચઢાવીને આકાશમાં ઊડતી પંખિણી વીંધી નાંખી. મોટા અમીર ઉમરાવો એ જોઈ રહ્યા. એ જોઈને લખણુ સેભટાએ પખાલ વહી જતા, લાંબા, વાળેલા શિંગડાંવાળા પાડાના પખાલ

સાથે તરવારને એક ધાએ બે કકડા કરી નાંખ્યા. ઉલુધખાન હેરત પામીને આ પરાક્રમ જોઈ રહ્યો. એમણે લખણને પૂછ્યું કે કાન્હડદેના લશ્કરમાં તારા જેવા બળવાન વીરો કેટલા હશે? લખણે કહ્યું કે કાન્હડદેને ત્યાં આવા સમર્થ યોદ્ધાઓ ચોવીસ હજાર છે. ખાને લખણને ઈનામ આપવાની ઇચ્છા દર્શાવી. લખણે કહ્યું કે કાન્હડદેને એથી શરમાવું પડે. માટે તમારું ઇનામ લેવાય નહીં. માત્ર અમારી એક હોંશ પૂરી કરો. અમે તમારા લશ્કરની છાવણીને ચારે બાજુથી જોઇએ. મનમાં એમ અદેશો લાવતા નહિ કે લશ્કરને જોઇને અમે રાત્રે છાપો મારીશું (૧૩૫–૧૫૧).

ઉલુધખાને પોતાના માણસો સાથે મોકલીને પોતાની આખી છાવણીને આ રાજપૂત પટાવતોને બતાવી. એમાં ઘોડા, હાથી, ઊંટ, પોઠિયાનો શુમાર નહોતો. જુદા જુદા સરદારોના પડાવો જોયા, જેમાં સમર્થ યોદ્ધાઓ હતા. લશ્કર જોતાં દિવસ આખો વીતી ગયો, તો પણ એનો પાર આવ્યો નહીં. કાન્હડદેના સરદારોએ છાવણીમાં મુસલમાનોએ બાન પકડેલાં અપરંપાર બંદીવાનો જોયાં. એ અત્યંત પીડાતાં હતાં. દિવસે ખુલ્લામાં તાપે બળી જતાં હતાં, અને રાત્રે ટાઢથી હેરાન થતાં હતાં. માતાના સ્તન ઉપરથી ખેંચી લીધેલાં નાનાં બચ્ચાંઓ રોતાં હતાં. કેટલાક તરસે મરતા હતા, બીજા ભૂખથી પીડાતા હતા. કોઈ માંદા હતા, કોઇથી ઉઠાતું નહોતું; કોઇ વસ્ત્રહીન અને અડવાણા હતા. બંદીવાનોને પાંચ દાણા ખાવા મળતા નહોતા. કેટલાકના પગમાં લોઢાની સાંકળો નાંખેલી હતી. મુસલમાનોએ આળા ચામડાથી બાધીને બંદીવાનોનાં હાલરાં બનાવ્યાં હતાં. એમણે મા-બાપથી બાળકોને વિખૂટાં પાડ્યાં હતાં, સ્ત્રીપુરુષને પરસ્પરથી અળગાં કર્યાં હતાં. કોઈકને ચામડાના ગાળા નાંખીને બાંધ્યા હતા. બંદીવાનો-માંનાં બાળકો અને વૃદ્ધો ટળવળતાં હતાં. કાન્હડદેના પ્રધાનોને જોઈને બંદીવાનોમાં ધા (આર્તનાદ) ઉછળી રહી. બંદીવાનો વિલાપ

કરવા અને ઝૂરમઝૂરા કરવા લાગ્યા. કાન્હડદે પોતાને છોડાવશે એવી આશા એમના મનમાં હતી. મુસ્લિમ લશ્કરમાં કાન્હડદેના પ્રધાનોને આવેલા જોઇને એમને શંકા પડી કે કાન્હડદે મુસલમાનો સાથે સંધિ કરવા ઇચ્છે છે, એટલે એમના કકળાણનો પાર ન રહ્યો. એથી કાન્હડદેના પ્રધાનોએ મુસ્લિમ લશ્કરમાં દાંડી પિટાવી કે "કાન્હડદે લશ્કર તૈયાર કરીને આવશે અને સૌ બાનને છોડાવશે, એ સૂર્ય ઊગવા જેટલું નક્કી સમજજો." પછી પ્રધાનો ઉલુઘખાનની રજા લઇને એ દિવસમાં હુમલો લઇ આવીશું એવી ખાતરી આપીને, કાન્હડદે પાસે ગયા. (૧૫૨–૧૭૯).

પ્રધાનોએ જાલોર જઈને કાન્હડદેને મુસ્લિમ લશ્કરનું સ્વરૂપ, એનો વિસ્તાર એની સાધનસામગ્રી ઈ. નો ખ્યાલ આપ્યો, અને જણાવ્યું કે એ લશ્કર સોમનાથ પાટણથી ભગવાન સોમનાથની મૂર્તિ ઉપાડીને દિલ્હી લઈ જાય છે. સેના સંપૂર્ણપણે સજ્જ છે; હાથી ઘોડા અને સાધનસામગ્રી અપાર છે. લશ્કરની સાથે ગુજરાત અને સોરઠમાંથી અપરંપાર માણસો બાન પકડેલાં છે. કાન્હડદેએ આ સાંભળીને પ્રતિજ્ઞા કરી કે હવે તો ત્યારે જ અન્ન ખાઇશ કે જ્યારે મ્લેચ્છોને મારીને ભગવાન સોમનાથને અને બધાં બાનને છોડાવીશ. (૧૮૦–૧૮૨)

કાન્હડદેએ આ યુદ્ધમાં ભાગ લેવાને મિત્રરાજાઓને નિમંત્રણ-પત્રો અને સરદાર સામંતોને આદેશપત્રો લખાવ્યાં. એ લઈને ઉપ-લ્હાણા (=પલાણ નાખવાને પણ નહીં રોકાયેલા) સવારો ચારે દિશાએ ધાયા. લશ્કરની બધી તૈયારી કરીને પાછલે પહોરે કાન્હડદેએ મિત્ર રાયરાણાઓને બોલાવ્યા.

છત્રીસે રાજવંશના રાજપૂતો મળ્યા. રાજપૂત લશ્કરમાં બે ચાર લાખ તરવારબાજો એકત્ર થયા, જે એકએકથી બળવાન અને કદીએ હાર નહીં ખમનારા હતા. આ યોદ્ધાઓને જાતજાતના–ખુરાસાની,

તુરકી, સડાપંખા, કિહાડા, નીલડા ઘોડાએ વહેંચી આપ્યા. ર
ઘોડાઓના પલાણુ ઉપર કંકુના થાપા માર્યા હતા, અને પગ
સોનાના તોડા પહેરાવ્યા હતા. કેટલાક ખરીથી ધરતી ખૂંદતા હતા
કેટલાક ચાબુકના પ્રહારને ગણુકારતા નહોતા; કેટલાક ઊફરાંટા ચાલત
હતા. એમના ઉપર તદ્દન લોખંડનાં પાખર ( = બખ્તર ) ચડાવ્ય
હતાં, જેને ઘણી ઘૂઘરીઓ હતી. એમના સાજની નીચે ફૂમતાં લટકત
હતાં. આ ઘોડાઓની પાણીના રેલાના જેવી ઉતાવળી, રેવાલ
ચાલ હતી.

રાજપૂત યોદ્ધાઓએ અંગાં, ટોપ, રંગાવલી વગેરે કવચ–બખ્તર
ધારણ કર્યાં; ખાંડા, ખેડાં, પટા, કટારી, ધનુષ્ય–જોડ, તરવારો જોઈ
તપાસીને લીધી; અને પડાવમાંથી છત્રીસે દંડાયુધો લીધાં. મા આશા-
પુરીને હાથ જોડીને રાજપૂતોએ પ્રણામ કર્યાં. કેટલાક રાજપૂત
સૈનિકોએ કુસુમ અને ચંદનથી આશાપુરીની પૂજા કરીને માતાજી
કાન્હડદેને જિતાડે એવી આશિષ માગી. ( ૧૮૩–૧૯૧ )

કાન્હડદેના લશ્કરમાં સાંજે કડાયાં ચડતાં, બાજ (= પત્રાવલી
નંખાતી. કાન્હડદે સ્વહસ્તે સૌને બીડાં આપતા, ત્યાં રક્ષામંત્રાં
ઉચ્ચાર થતો હતો; સેલ્લતોને (= રાજાના લશ્કરના કર્મચારીઓને
સૂચના અપાતી હતી; કુળદેવીને નૈવેદ્ય ધરવામાં આવતાં હતાં.

શૂરા ક્ષત્રિયયોદ્ધાઓને ઘેર રાજાએ ઘોડા મોકલાવ્યા. એ ઘે
છત્રીસે વર્ણના હતા. મનના જેવી, પવન જેવી એમની ગતિ હત
ચાર ચાર નોકરો વળગે ત્યારે એક એક ઘોડાને ચોકડું ચડાવાતું હ

આ ઘોડાને ગંગાજળથી નવરાવીને એમને માથે સુંદર કમ
ચડાવીને એમની પૂજા કરી હતી. એમની પૂંઠે બાવના ચંદનના હા
દીધા હતા. એમના ઉપર પંચવર્ણું પાખર (= બખ્તર) ઢાળી હત
અને એમના ઉપર પંચવર્ણું પલાણુ માંડયાં હતાં.

આવા ઘોડાઓ ઉપર ક્ષત્રિયો ચડ્યા. એ ક્ષત્રિયો પચીસ વર્ષ પરના અને પચાસ વર્ષ નીચેના, નિશાનબાજ, પરમ વીર, આકર્ણાંત છ્વાળા, નાભિ સુધી પહોંચતી દાઢીવાળા, ઉદાર લડવૈયા હતા. એમના યમાં શુભ ભાવનાઓ હતી. એ સૌ થોડું બોલનારા, પરનારીસહોદર, દ્ધમાં સબળ અને વેગવંત, બોલાવીને ઘા કરનારા, મારીને મરનારા, ાઈ પણ ભોગે) પોતાના સ્વામીનું કાર્ય કરનારા, પડેલા અને રણ પામેલા શત્રુઓ તરફ માનવૃત્તિ ધારનારા હતા. આ રાવતો = રાજપૂતો) એ વિવિધ પ્રકારનાં બખ્તરો ધારણ કર્યાં અને છત્રીસ કારનાં આયુધો લઈ ને સજ્જ થયા. એમના ચાલવાથી ધૂળની ડમરી ડવાથી સૂર્ય ઢંકાઈ ગયો. બંદીજનો બિરદાવલી બોલવા લાગ્યા.

આ શૂરા રાજપૂતોમાંના હસ્ત્યારોહી હસ્ત્યારોહી સાથે, ઘોડે-વાર ઘોડેસવાર સાથે, પાળા પાળા સાથે યુદ્ધ કરવા લાગ્યા. ખડ્ગના ઝાટકા, ખેડાંના કાટકા, તરવારના ઝાટકા, ધનુષ્યના ટંકાર ગાજી રહ્યા, ાણોની વૃષ્ટિ થઈ રહી. આવી શૂરા રાજપૂતોની યુદ્ધ પ્રણાલિકા હતી. ભડાઉલી)

આશાપુરીની આશકા લીધી ને તરત ત્રંબાળુ ઉપર ડંકા પડયા. ાલના ધ્રસકાથી ડુંગરો કંપવા લાગ્યા. રાજા કાન્હડદેએ મુસલમાન ોના ઉપર ચડાઈ આરંભી, ગઢ ઉપરથી કાન્હડદેનું સૈન્ય નીચે ઊતર્યું, મને ઝડપથી તળેટીની ઘાંટી (= પહાડો વચ્ચેનો સાંકડો માર્ગ) ઉપર હોંચી ગયું.

ત્યારે જયત દેવડાએ કાન્હડદેને વિનંતિ કરી કે "મુસલમાન ોના ઉપર હલ્લો કરવાનું બીડું મને આપવા કૃપા કરો." કાન્હડદેએ મે વિનંતિ માન્ય રાખીને આદેશ આપ્યો કે "મુસલમાન સેનામાં સીને મ્લેચ્છોને બળપૂર્વક મારજો; જોજો, આપણી હાંસી ન થાય." ૧૯૨–૧૯૫)

(જયંત દેવડાના આધિપત્ય નીચે) રાજપૂત લશ્કર રણદુંદુભિ વગાડતું તુરકોની સામે લડવાને નીકળ્યું. ચાર પુરુષોએ (હેરુ = જાસૂસો) આવીને ખબર આપ્યા કે મુસલમાન સેનાએ શિરાણા ગામે પડાવ નાંખ્યો છે. તુરક લશ્કર આઘે ન જતું રહે માટે રાજપૂત સેનાએ એનો કેડો લીધો અને એની પાછળ સૂર્ય આથમવા ટાણે તારવી કાઢેલી ઘોડેસવાર સેના ગોઠવી.

મુસલમાન સૈન્યને ભ્રમમાં નાંખવાને માટે ઊગમણી બાજુએ બે ચાર હજાર દીવીઓ સળગાવીને ઝાકઝમાળ કર્યું, રણશિંગાં વગડાવ્યાં, અને સાતસો જંગી ઢોલ વગડાવ્યાં. પછી રાજપૂત સેનાને બે ભાગમાં વહેંચી નાંખીને કાન્હડદેના ભાઈ માલદેએ આથમણી બાજુથી મુસલમાનો ઉપર જબ્બર હુમલો કર્યો, એમનો કાટગઢ ભાંગી નાંખ્યો, અને ચોકીદારોને નસાડી મૂકયા. હિંદુઓ ગર્જના કરીને તૂટી પડ્યા, સર્વત્ર બૂમરાણ મચી રહ્યું, અને મુસ્લિમ લશ્કરમાં અંધાધૂંધી મચી રહી. કોલાહલથી મુસલમાન સૈનિકોની ઊંઘ ઊડી ગઈ, એ દિઙ્મૂઢ થઇ ગયા, અને કાનમાં ધાક પડી. એમને બધી બાજુએ અજવાળાં જણાયાં. કયાંથી હલ્લો આવે છે એની ખબર ન પડી. એમના છક્કા છૂટી ગયા. ઊઠીને બહેબાકળાપણામાં એક બીજા ઉપર પડવા લાગ્યા, એમના લશ્કરમાં અંધાધૂંધી પ્રસરી ગઈ. ઊંચા હાથ કરીને ત્રાહ ત્રાહ પોકારતા એ કિરતારને સંભારવા લાગ્યા, અને આટલી એક વાર એમને ઉગારી લેવાને ખુદાને બંદગી કરવા લાગ્યા. ઉતાવળમાં એમનાથી બખ્તર અવળાં પહેરાયાં, આયુધો ઊંધાં બંધાયાં, અને ઘોડા ઉપર સાજ ઊલટાં મંડાયાં. (૧૯૬-૨૦૪)

એક ખવાસે (= નોકરે) જઇને ઉલુઘખાનને ખબર આપ્યા કે હિંદુઓએ આવીને આપણા લશ્કરને ઘેરી લીધું છે, અને લશ્કરમાં ત્રાસ પ્રસરી રહ્યો છે. ઉલુઘખાને હાથી ઉપર પાખર નંખાવી, ઘોડા

ઉપર પલાણ નંખાવ્યાં, અને કોલાહલ કરીને જે બાજુ અજવાળાં હતાં તે તરફ સવારો લઈ ચાલ્યો.

પરંતુ મુસલમાનો તો પોતાના ને પારકાને ઓળખી શકયા નહીં. અને હિંદુઓએ તો બધી બાજુએથી હલ્લો કર્યો. એમને તો આ અંધાધૂંધીમાં ખાંડાના ઘાએ મુસલમાનોનો ઘાણ કાઢવાનું ઘણું ફાવી ગયું. ચપળ ઘોડા લઈને ભાલા ફેરવતા રાજપૂતો ભાન ભૂલીને, અધરાતે મ્લેચ્છોને મારવા લાગ્યા. એમનાં તીક્ષ્ણ બાણો મુસલમાનોનાં બખ્તરો વીંધીને શરીરમાંથી સોંસરાં ફૂટવા લાગ્યાં. હાથોહાથની લડાઈમાં અણીઆળા પટાથી બળપૂર્વક હાથી ઘોડાનાં પાખર ભેદી નાંખ્યાં, અને ખાંડાના ઘાએ એના સાંધેસાંધા વછોડી નાંખ્યા. હથિયારોની કટાકટી ઊડી. તુરકોના બખ્તરિયા ઘોડા રાજપૂતોએ તરવારના ઘાએ ગૂડી નાંખ્યા. કયાંક રાજપૂતો મલ્લોની માફક દુશ્મનોની સાથે બથ્થંબથ્થા આવી ગયા. હાથી ઉપરથી મહાવતોને તોડી પાડીને હાથીઓની સૂંઢો અને પગ કાપી નાંખ્યા. રાજપૂતોએ મુસલમાન સૈનિકોને કાપી નાંખીને એમનાં માથાં રણાંગણમાં રેડવ્યાં. અંધાધૂંધીમાં દુશ્મનો માંહોમાંહી પરસ્પરને મારવા લાગ્યા; રાત્રે પોતાના પારકા વચ્ચેનો ભેદ જણાતો નહોતો. (૨૦૫–૨૧૪)

હિંદુઓએ મ્લેચ્છોને મારીને જાણે રણભૂમિનું કસાઈખાનું બનાવી દીધું હતું; કયાંય પગ મૂકવાની જગા નહોતી રહી. સવારે સર્વત્ર લોહીના પ્રવાહ ઊલટયા હતા. રાજપૂતોએ મુસલમાન સેનાની છાવણી ભાંગી અને ચામડાંનાં બંધનો કાપી નાંખીને બાન બધાં છોડાવ્યાં. ઘોડા, હાથી, ઊંટ વગેરે અસબાબ લૂટી લીધો. સાદલ અને સીદ એ બે મોટા સરદારોને જીવતા કેદ કર્યા; મોટો ઉમરાવ સાદી મલેક રણક્ષેત્રમાં મરાયો. ઉલુઘખાન એકલો જ બચીને નાઠો.

મુસલમાન સૈન્યમાંથી કેટલાક સિપાહીઓ બચ્યા તે બહેબાકળા

નાસવા લાગ્યા, હિંદુઓ એમનો પીછો પકડશે એવી એમને બીતિ લાગતી હતી.

બીજે દિવસે કાન્હડદેએ રણક્ષેત્રમાં શોધ કરી. ત્યાં નીચે પડેલાં ઘોડાનાં પલાણ, હાથીની ભાંગેલી અંબાડીઓ, કપાઈને ભૂમિ ઉપર પડેલા ઘોડા, અને ખેડાં, ખાંડાં, ભાલા, સાંગો, તરવારો, કટારીઓ વગેરે વેરાયેલાં જોયાં. મનુષ્યોના ધડ આમતેમ રઝળતાં હતાં. રણાંગણ શોધીને ભગવાન સોમનાથની મૂર્તિ બંધનમાંથી છોડાવીને પછી જ લોહી છંટાયેલાં હથિયારો ધોયાં. એણે નવે લાખ બાન મુક્ત કર્યાં. સર્વત્ર કાન્હડદેનો જયજયકાર વરતી રહ્યો. 'ધન્ય છે કાન્હડદેને ! એ કૃષ્ણનો અવતાર છે'—એમ સૌ કહેવા લાગ્યાં. (૨૧૫-૨૨૩)

ચહુઆણકુળ અપાર પુણ્યશાળી છે. એ પુણ્યને પ્રતાપે જ કાન્હડદે મ્લેચ્છોનો સંહાર કરી શક્યો, અને મા આશાપુરીએ યુદ્ધમાં એને વિજય અપાવ્યો. રાજપૂત લસકર વિજય મેળવીને પાછું ફર્યું. સૌ કોઈ આનંદ પામ્યાં. બંદીજનો (=ભાટ ચારણો) રાજાની અને ચૌહાણ વીરોની યશ ગાથા ગાવા લાગ્યા. (શ્લોક ૨૨૪-૨૩૬)

રાજા કાન્હડદે નગરભણી સંચર્યો; નીસાણ ઉપર દાંડી પડી. ભગવાન સોમનાથને છોડાવીને જાલોર નગરમાં એમની પધરામણી કરી. કાન્હડદેના વિજયની વાત સાંભળીને નગરજનોએ વધામણીનો ઉત્સવ માંડયો. મદનભેરી, ભૂંગળો વાગી રહી. બધે તલીયાતોરણ બંધાયાં; નગરના માર્ગો ધજાપતાકાઓથી શણગારવામાં આવ્યા; ઠામઠામ રાસ રમાવા લાગ્યા; નગરનારીઓ વિજયી વીરોનું લૂણ ઉતારવા લાગી; નગરમાં ગીત નૃત્ય નાટિકાદિ ઉત્સવો (પેખણાં) આરંભાયા, રાજાની પધરામણીના માર્ગમાં લોકોએ નવાં ચીર પાથર્યાં; અને ફૂલો અને અબીલગુલાલાદિ પરિમલ દ્રવ્યો વેર્યાં. આ રીતે વાજતેગાજતે મહોત્સવ-સહિત રાજા કાન્હડદે પોતાના નગરમાં આવ્યા. બીજા રાયરાણા પોતાના આવાસે ગયા.

લશ્કરના ઘોડાને અશ્વપાલે ખાણચાસણી (=રાતબ) આપીને ઘોડાશાળામાં બાંધ્યા. નગરની માંડવીએ સુહાસણ નારીઓ નવરંગ ઓઢણીઓ પહેરીને, બહુમૂલ્ય આભૂષણો ધારણ કરીને, જીતના હરખમાં ગીતો ગાતી, સુવર્ણના થાળમાં મોતીનો સાથિયો પૂરીને, એમાં કંકુ ભરીને રાજાને રંગે વધાવવા તત્પર થઈ રહી. (૨૩૭–૨૪૯)

કાન્હડદેએ ભાથાં બંધાવીને અને વસ્ત્રાદિક આપીને બધાં બાનને પોતપોતાને ગામ પાછાં મોકલાવ્યાં. એમાંની સ્ત્રીઓ અને બ્રાહ્મણો કાન્હડદેને આશિષ આપવા લાગ્યા.

કાન્હડદે ભગવાન સોમનાથની રોજ પંચામૃતસ્નાન, ચંદન, કુસુમ, તિલકાદિક વડે પૂજા કરવા લાગ્યો. સોમનાથના એક લિંગના પાંચ ખંડ થઈ જે પાંચ મૂર્તિ બની તેમાંથી એક સોરઠ પધરાવી, અને એક જાલોર નગરમાં અને એક પોતાના મહેલની વાડીમાં પધરાવી અને ત્યાં સુંદર દેવાલયો બંધાવ્યાં. આમ પાંચ સ્થળે શંકરની પૂજા થવા લાગી.

આ રીતે પદ્મનાભ વર્ણન કરે છે. અહીં પ્રબન્ધના પહેલા ખંડની સમાપ્તિ થાય છે. (૨૫૦–૨૫૬)

અહીંથી હવે બીજા ખંડનો પ્રારંભ થાય છે. જાલોરમાં રાજઋદ્ધિ પરિપૂર્ણ હતી, નવનવા ઉત્સવો થતા હતા, અને સત્ય અને ન્યાયથી પ્રજાનું પાલન થતું હતું (ખંડ ૨, શ્લોક ૧)

જે જે તુરકો લડાઈમાંથી બચ્યા તે એક સ્થળે જંગલમાં એકઠા થયા. કોઈ વસ્ત્રવિહીન હતા, તો કોઈ ક્ષુધાથી પીડાયેલા હતા. કોઈને શરીરે વાગેલા ઘાની પીડાથી ચક્કર આવતાં હતાં, તો કોઈને ઝોળીમાં નાંખીને લઈ જવા પડતા હતા. કોઈ એટલા અશક્ત થઈ ગયા હતા કે એમનાં મોંમાં પાણી રોવામાં આવતું હતું. અમીર ઉમરાવો પગપાળા નાસતા હતા.

આ સૈનિકો હાર ખાઈને અપમાનિત થયેલા ઘણા દિવસ સુધી

જંગલમાં ભટકીને છેવટે દિલ્હી નગર પહોંચ્યા. ઉલુધખાન અંધાર પછેડો ઓઢીને પોતાનું મેં વસ્ત્રથી ઢાંકીને એકલો નગરમાં પેઠો.

લશ્કરના વિનાશની વાત સાંભળીને ઠામ ઠામ તુરકનારીઓ રોઈ. એમની કાજળ આંજેલી આંખમાંથી આંસુનો પ્રવાહ વહી રહ્યો હતો. કોઈ નારી દુ:ખના આવેગથી પોતાનાં પહેરણગ્રંથણી ફાડવા લાગી, અને પગનાં ઝાંઝર ભાંગવા લાગી. કોઈએ પોતાનો એકાવલી હાર ફેંકી દીધો; બીજીએ બધા શણગાર ઉતારી નાંખ્યા. એક હતાશામાં પોતાની વેણી ખેચી કાઢવા લાગી, જેથી એ લૂંટાઈ ગયેલા બંદર જેવી દેખાતી હતી. એક ભૂમિ ઉપર પડીને આળોટતી હતી તંબોળ અને ફૂલ એમને ઝેર જેવાં થઈ પડ્યાં. એક મોંઘામૂલની નારી ઠેયાફાટ રોતી હતી. કોઈના બાંધવ, કોઈના ભરથાર, તો કોઈના રૂપાળા કુમાર, કોઈના મામા, તો કોઈના બાપ—જે જે રણથરા હતા તે સૌ હણાયા હતા. ઉલુધખાનને સૌ શાપ દેવા લાગી. બજારમાં વાટ પડી ગઈ. નગરમાં હાટ ફ્રેટફ્ટ બંધ થઈ ગયાં. (ખંડ ૨, શ્લોક ૨–૧૦)

એકે એકે, સગાંસ્નેહીઓ પાસેથી તુરકોના વિનાશની વાત પાદશાહ સુધી પહોંચી ગઈ. લડાઈમાંથી જે જીવતા પાછા આવ્યા હતા, તેમને સુલતાને બોલાવીને પૂછ્યું : "ઉલુધખાન આવો મોટો ભડવીર, એને ચહુઆણે કેવી રીતે મહાત કર્યો?" સુલતાનની આગળ ઊભેલા તુરક યોદ્ધાઓ દયામણે સાદે સુલતાનને ફરિયાદ કરવા લાગ્યા : "લશ્કરમાં જે જે વીત્યું તે આપ સાંભળો. હિંદુઓએ ખોજાઓને પીડ્યા, ખાનોને માર્યા અને નવે લાખ બાન છોડાવ્યાં. એમણે બોહર, ખવાસ માર્યા; સૈયદ મૌલાના એમને શરણે ગયા, સૌ બાંદ ગુલામ અને નોકરચાકરને એમણે રણમાં ઢાળી દીધાં. એમણે તરવારને ઘાએ જે હબસીઓને અને મુગલ યોદ્ધાઓને હણ્યા એનો તો કાંઇ સુમાર નથી રહ્યો.

હિંદુઓએ આપણા બધા હાથી ઝૂંટવી લીધા, અને ઘોડા લૂંટી લીધા. એમણે છાવણીનાં હથિયારો બધાં કબજે કર્યાં, અને ખાનના

ભંડારો લૂટી લીધા. એટલું જ નહીં, પણ પાદશાહ સાહેબના બે ભાણેજ—સાદલ અને સોહ મલિકને કેદ કર્યા, અને સાદી મલિકને રણમાં પાડ્યો, આ સૌ અમે અમારી સગી આંખે જોયું છે. બીજા કેટલાએ સરદારોને એમણે માર્યા, જેમનાં નામ અમે જાણતા નથી. આમ આપણાં લશ્કરને ખેદાનમેદાન કરીને હિંદુઓ પોતાની મૂર્તિને છોડાવી ગયા. (૧૧–૧૮)

યુદ્ધમાં હિંદુઓએ મુસલમાન લશ્કરને રોળી નાંખ્યું એ વાત સાંભળીને પાદશાહે રોષથી મુખમાંથી તંબોળ કેંકી દીધો. સુલતાનના લશ્કરના હાથીઘોડા કાન્હડદેએ ખૂંચવી લીધા અને અમીર સરદારોને રણમાં માર્યા એ વાતની જો દેશાવરમાં જાણ થાય તો દિલ્હીમાં દરબાર ભરવાનું અને સુલતાનને મહેલની બહાર મોં બતાવવાનું અશક્ય થઈ જાય. ઉલુઘખાને બધું કામ વણસાડ્યું—લશ્કરનો સંહાર કરાવી આવ્યો. આખું રાજ્ય આમ વાત કરે છે કે ઉલુઘખાને આપણને કલંક લગાડ્યું. પ્રધાનો કહે છે કે હવે મહેલમાં ઉલુઘખાન ન આવે; એણે પાદશાહનું લૂણ હરામ કર્યું છે (૧૯–૨૩)

ઉલુઘખાનનો દોષ જાણીને પાદશાહને રોષ ચડ્યો. પાદશાહે મનમાં બધી વાતનો વિચાર કરીને નાહર મલિકને મંત્રણા માટે બોલાવ્યો. એની સાથે ભોજલ ખાંડાધર (તરવારબાજ) આગળના મહેલના મંત્રણાગૃહમાં આવ્યો. એમની બધાની સાથે મંત્રણા કરીને સુલતાને નામીચા યોદ્ધાઓને લઈને મારવાડ ઉપર ચઢાઈ કરવાનું એમને ફરમાન કર્યું.

પછી બધા મોટા મોટા સરદારોને તેડાવ્યા, અને એમને આદેશ આપ્યો. "લશ્કર સજ્જ કરો અને મારવાડમાં જઈને સોનગિરા સાથે વિગ્રહ માંડો. સાથે અનાજપાણી ને સાધનસામગ્રી ભરપૂર લઈ લેજો. સૌ

સૌના મરામત ( મર્તબા-હોદ્દા અનુસાર સૈન્યની ટુકડીઓ ) લેજો, જેમાં સારા યોદ્ધાઓ હોય. સાથે નામી હાથીઓ, બળવાન ઘોડેસવાર સૈન્ય અને પુષ્કળ પાયદળ સૈન્ય લેજો, અને વેગે કૂચ કરીને મારવાડનો મુલક કબજે કરજો. જો જો, વળી આપણી હાંસી ન થાય! અમારી આજ્ઞાનુસાર ઝડપથી આ કામ કરજો." નાહરમલિકે પાદશાહનું ફરમાન માથે ચડાવ્યું. (૨૪–૩૧)

એણે સડસડાટ લશ્કરની સજાઈ કરી નાંખી અને સારું મુહૂર્ત જોઈને કૂચ કરી. "રાજપૂતો હઠ કરે છે. કાન્હડદે પાદશાહની આણ માનતો નથી. જાલોરગઢ ભલે વસમો રહ્યો. અમે તો મારીને બળથી એ કબજે કરીશું, નહીં તો તળેટીએ કબરમાં સૂઈશું, પણ હારીને તો નહીંજ આવીએ:" એમ લડાઈમાં કદીએ ન હારનારા બળવાન સરદારો બોલવા લાગ્યા.

નાહરમલિકે કૂચ આરંભી; લશ્કર ઊપડ્યું; ઢોલ ધ્રસૂકે વાગવા લાગ્યાં. સુલતાની લશ્કરના હાથીઓએ રસ્તાનાં ઝાડ બધાં ભાંગી નાંખ્યાં, બીડ સફાચટ કરી નાખ્યાં, અને જળાશયો ડહોળી નાંખ્યાં. ડુંગરનાં શિખર જાણે ચાલતાં હોય તેમ સુલતાનના હાથીઓ ચાલતા હતા. (૩૨–૩૫)

તુર્ક કબજા નીચેનો મુલક તો એમણે વાજતે નિશાને પાર કર્યો, અને વાટઘાટ અને પહાડો ઉપર થઈને મુસ્લિમ સેના સમીઆણે આવી પહોંચી. ત્યાં રાઉલ કાન્હડદેના ભત્રીજાનું થાણું હતું. એ રોષે ભરાયો અને સિંહની માફક ગર્જના કરવા લાગ્યો. પોતાના મુલકમાં મુસલમાનોનું સૈન્ય આવી પહોંચ્યું છે એ સાંતલે જાણ્યું, અણે લશ્કર તૈયાર કરીને સામે જઈને મુસલમાનોને ભિડાવવાનું ધાર્યું.

આ બાજુ કાન્હડદે સાંતલના સંદેશાની રાહ જુએ છે. સાંતલ તેડાવે તો એની કુમકે જવું એવો નિર્ણય કરે છે.

ક્ષત્રિયતેજ મહાપ્રબળ છેઃ સાંતલ પોતે જ સામનાની તૈયારી

કરે છે. ગામે ગામથી રાજપૂત ટુકડીઓ આવે છે જેમાં જબરા યોદ્ધાઓ છે.

લશ્કરની બધી સજાઈ કરીને, ઘોડા પખારીને, ટોપબખ્તર ધારણ કરીને, હથિયારો લઈને મંજેહરા ચહુઆણો નાહરમલિકના લશ્કર સાથે લડયા. છાવણીમાં ખળભળાટ મચી રહ્યો. રણશિંગાં વાગવા લાગ્યાં. તરવારોની કટાકટી ઊડી. સાંતલસિંહે અનેક મુસલમાનોને મારીને હુમલામાં વિજય મેળવ્યો. નાહરમલિક પાછો હટયો. સાંતલે તુરકોના છસોસાતસો ઘોડા પડાવી લીધા; સરદારોને મારીને બહેબાકળા બનાવી દીધા, તુર્ક છાવણી રોળી નાંખી, અને ધસારો કરીને તુર્કોને નસાડી મૂકયા. તુર્કો પાસેથી જીતેલા ઘોડા લઈને સાંતલસિંહે જાલોર ભેટ મોકલ્યા. સાંતલસિંહના વિજયના આ સમાચારથી કાન્હડદેને ખૂબ હર્ષ થયો. (૩૬–૪૬)

વળી પાછો નાહરમલિક ધસારો કરીને આવ્યો–એ કહેવા લાગ્યોઃ "અમારું પરાક્રમ જુઓ. એકવાર પાસા અવળા પડયા. ફરીવાર હું હારવાનો નથી." એણે સમિયાણાને ઘેરો ઘાલ્યો. ત્યારે સાંતલે ખબર ન આપ્યા, પણ બીજા (પડોશી, સહાયક) રાજાએ કાન્હડદેને બોલાવ્યો. સવાલાખ ખાંડાધારીઓને (= તરવારિયાઓને) લઈને કાન્હડદે માર માર કરતો આવી પહોંચ્યો. એક બાજુએ મોટું સૈન્ય લઈને સાંતલ ગઢ ઉપરથી ઊતર્યો; બીજી બાજુથી મુસ્લિમ લશ્કર ઉપર કાન્હડદે ત્રાટક્યો. રાજપૂતો મુસલમાનોને બધી બાજુથી ઘેરી લઈને મારવા લાગ્યા. બંને બાજુના લશ્કરોનો નાહરમલિક સામનો કરવા મથ્યો, પણ બંને બાજુએથી બળવાન હિન્દુ સૈનિકો તૂટી પડયા. એમાં બીજા કેટલાયે સરદારોની સાથે મલેકનાહર મરાયો. રાજપૂત સેનામાંથી બળવાન સિંઘલ મુસલમાનોનો સામી છાતીએ મુકાબલો કરીને રણમાં પડયો. આજસુધી સમરાંગણમાં જે મહાબળવાન ગણાતો તે ભક્તીર મોજલ ખાંડાધર પણ રણક્ષેત્રમાં મરાયો. જીતનાં વાદ્યો વાગવા લાગ્યાં.

બધા મુસલમાન સરદારોને મારીને, મુસ્લિમ લશ્કરનો સંહાર કરીને કાન્હડદે જાલોર પાછો ફર્યો. (૪૭–૫૬)

સાંઢણી સવાર સમાચાર લઈને આવ્યો—કે નાદરમલેક અને ભોજલ ખાંડાધર, જે બે મહાબળવાન યોદ્ધાઓ હતા તે રણક્ષેત્રમાં મરાયા. સુલતાને સમાચાર જાણ્યા કે ચહૂઆણુરાય કાન્હડદે જીત્યો. અને ઉલુધખાનના જેવા હાલ થયા તે જ હાલ નાદર મલેકના થયા.

વારંવાર હારની વાત સાંભળીને પાદશાહ એકદમ હેરાન પરેશાન થઈ ગયો, અને કહેવા લાગ્યો કે 'તુરકો ઉપર આ શી આફત આવી પડી છે?'

એણે તત્ક્ષણ મહેલમાં મંત્રણા કરવા માટે ખાનજહાં, મલેક ઈમાદલ , મલેક નેબ અને મલેક કમાલુદ્દીનને બોલાવ્યા. એ એકાંત મંત્રણામાં બેસીને કહેવા લાગ્યા કે, 'જે જે સરદારો લશ્કર લઈને ગયા એ સૌને કાન્હડદેએ હરાવ્યા.' (૫૭-૬૧)

પાદશાહ મૂછે વળ ચડાવીને ગર્વસહિત કહેવા લાગ્યો, કે 'જે કોઈ રાજાએ મારી આણુ માની નથી એણે પોતાનું રાજપાટ ગુમાવી દીધું છે. મેં ગૌડ, ચોલ, ગજની, કનોજ, મહારાષ્ટ્ર, લાટ, સિંધ, (સપાદલક્ષ) ગુજરાત, સોરઠ એ દેશો જીતી લીધા છે, અને માલવ-ચંદેરી, માંડવ, સારંગપુર, નાગોર, રણથંભોર અને ચિતોડ જેવા મોટા દુર્ગો કબજે કર્યો છે. પૂર્વદિશામાં યમુનાતીરે આવેલું મથુરા, અંતર-વેદિનો પ્રદેશ, કાકપુર, ભોજપુર, ઉડીસા બળપૂર્વક મેં કબજે કર્યાં છે.

મેં અગાઉ પૂર્વસાગર સુધી લશ્કર લઈને કૂચ કરી હતી, અને ત્યાંના રાજાઓને મારી હઠાવીને ત્યાં મારું થાણું મૂક્યું હતું. (૬૨–૬૬)

હિંદુસ્તાન, પાંડ્યદેશ, જાલંધર, કાશ્મીર, કામરૂપ, હિમાચલ મેં વશ કર્યા છે; ખુરાસાનને ખૂંદી નાંખીને એના ભંડારો લૂંટી લીધા છે; મુગલોનાં દળ ભાંગ્યાં છે; અને મુલતાન કબજે કર્યું છે. ચીન, ભૂતાન, અને દંદૂરના રાજાઓ દિલ્હી મારી સેવાર્થે આવે છે.

દક્ષિણમાં છેક દ્વાર સમુદ્રથી અમારા રાજ્યાધિકારીઓ ખંડણી ઉઘરાવી લાવે છે. કલવગુંદ, આનાગુંદી, બેદર અને તેલંગણ—જ્યાં લોકો રત્નો પહેરે છે અને મધુર વાણી બોલે છે—એ સર્વ ભૂમિ મેં મારી તરવારને જોરે કબજે કરી છે. દેવગિરિના રાજા રામદેએ એની કુંવરી મને પરણાવી છે. ( ૬૭–૭૨ )

સમુદ્રની વચ્ચે ઊંડણભમરામાં આવેલા દુર્ગમ બેટોમાં સિંહલ-દ્વીપનો રાજા અમને હાથી ભેટ મોકલાવે છે. કૂચી, કલહત્ય, જાવા-બંદર, અને હોરમજ અમને માલ (=ભેટો) મોકલાવે છે અને અમને નમે છે. છેક સેતુ બંધ રામેશ્વરમાં અમારા સેવકો અમારી આણ વરતાવે છે. એવું અમારું રાજ્ય છે. મેં ભરતખંડના બધા વિષમ દુર્ગો ઉદ્ધ્વસ્ત કર્યા છે. પણ ચહૂઆણોનો જાલોર ગઢ અતિ દુર્ગમ છે એમ જણાય છે. (૭૨–૭૫)

આગળ બેચાર વાર ચહૂઆણે આપણને હરાવ્યા, અને તુર્કોનો લાગ ફાવ્યો નહીં. અમારું આવું મોટું રાજ્ય હોવા છતાં અમારે શરમાવા જેવું થયું એનો અમારા મનમાં ખેદ છે.

આ વખતે જાલોર જઈને અમારું પાણી બતાવીશું—"કાં તો સોનગિરિ દુર્ગને બળપૂર્વક ઉખેડી નાખીશું, નહીં તો અમારાં આયુ-ધોનો ત્યાગ કરીશું." પાદશાહે આવી પ્રતિજ્ઞા કરીને ફરમાન કર્યું કે પાટણથી ખાનને (=સૂબાને) બોલાવો. કાસદ મારતે ઘોડે પાટણ ગયો. ત્યાંના સુબેદારે સામે આવીને શાહી ફરમાન માથે ચડાવ્યું. આજ્ઞાપત્ર વાંચીને એણે લશ્કર સજ્જ કર્યું, અને સોનીઓને બોલાવીને સુંદર કોટ દરવાજાવાળું બાવન મણનું મંદિર બનાવ્યું જે દિલ્હી જઈને એણે પાદશાહને નજર કર્યું (૭૬–૮૧)

પાદશાહનું ફરમાન લઈને કાસદો ચારે તરફ મારતે ઘોડે ગયા, અને રાયરાણા મલેક મુકોધા (=ખંડિયા રાજાઓ;) અને ખાનને

બોલાવી મંગાવ્યા. એ સૌ લશ્કર લઈને આવી પહોંચ્યા. તમામ સૈન્ય સાથે પાદશાહ જાલોર ઉપર ચડાઈ લઈને ચાલ્યો. એ જ્યાં છાવણી નાંખે ત્યાં સાત કોસ ભૂમિ રોકાતી. લશ્કરમાં બે ચાર હજાર બખ્તરિયા હાથીઓ હતા, જે ચાલતા હતા ત્યારે શ્રાવણ માસના કાળામેઘની ઘટા જેવા લાગતા હતા. સાથે શાલિહોત્રની કસોટીમાં ઊતરે એવા કરોડ ઘોડાઓ હતા. આ તમામ લશ્કર સાથે સુલતાન જાલોર ગઢ તરફ ચાલ્યો. ( ૮૨-૮૬ )

લશ્કરની સાથે પાર વિનાના નોકરો ચાલતા હતા. પખાલે પાણી વહેનાર ભોઈ અને કહાર, તેમજ મેહાર, હાડિયા કમાનિયા ચાર હજાર સાથે હતા. ત્રીસ હજાર વેપારીઓ લશ્કરને જોઈતી ચીજ વસ્તુ લઈને સાથે ચાલતા હતા. ઘાંચીઓ ગાડે ચડીને ઘાણી ચલાવતા આવતા હતા. મોચી, ગાંછા, સથવારા, માળી, દરજી, હજામ, ઓડ, તંબોળી, કાવડ લઈને ચાલતા બગનીઘડા, સાથે ભઠ્ઠો લઈને ચાલતા ખમાર, ભઠિયારા, લુહાર, સલાટ, ચૂનારા, વહોરા, કાગળકૂટા, તુનારા, અસંખ્ય વાણિયા, ઓળગાણા—આ સર્વ લશ્કરની સાથે ચાલતા હતા. લશ્કરમાં કઠોર હબસી તીરંદાજ અને બળવાન ફરસીધારીઓનો સુમાર નહોતો. લશ્કર ચાલતાં ત્યારે ધરતી કંપી રહેતી, અને સાગરનાં પૂર ઊલટ્યાં હોય એવો દેખાવ થઈ રહેતો. સાથે અઢાર હજાર બણુગાં, ઢોલ, નફેરી જેવાં રણવાદ્યો હતાં. જંગી ઢોલ અને નીસાણ ધ્રસકતાં ત્યારે બાર બાર જોજન સુધી એનો અવાજ સંભળાતો. તુર્ક લશ્કરના વીરોથી ત્રાસીને લોકો દશે દિશાએ નાઠા. ઘણા દિવસ સુધી આમ કૂચ કરીને સુલતાનનું લશ્કર મારવાડમાં પેઠું ( ૮૭-૯૫ ).

લશ્કર પહેલું સમિયાણે આવ્યું. એના પાદરમાં છાવણી નાખી. સુલતાન કહે, "આ ગઢ પહેલાં લઈએ; એને ઉખેડી નાંખીને ત્યાં આપણું થાણું મૂકીએ. પછી આપણે જાલોર જઈએ."

લોકો સૌ નાસીને ગઢ ઉપર ચડ્યા. તુર્કોએ તળેટીને ઘેરો

આણ્યો. ગઢ ઉપરનું રાવણું ( = સૈનિકોને રહેવાનું સ્થાન ) સરસ હતું, અને ગઢમાં લશ્કર અને સાધન સામગ્રીની સજાઈ બરાબર કરેલી હતી. સાઠ વરસ ચાલે એટલા ધાનના કોઠાર ભરેલા હતા. ગઢનો અધિપતિ સાંતલ મહા બળવાન હતો; એના સૈનિકો સમર્થ લડવૈયાઓ હતા. ચણા અને ઘાસ, કડબની પૂળીઓ અપરંપાર ભરી હતી; પાંચ હજાર ઘોડા સાંતલની ઘોડાશાળામાં બાંધ્યા ચરતા હતા. ઈંધણાં, મીઠું તો ગઢમાં સો વરસ ચાલે તેટલું હતું. ( લશ્કર માટે ) સવાર, બપોર અને સાંજે ભોજનનો સાદ પડતો.

ગઢ ઉપરનાં સરોવર પાણીથી ભરેલાં હતાં. વરસાદ ન પડે તો પણ એનાં પાણી ખૂટતાં નહીં. ડુંગર ઉપરનો કિલ્લો દુર્ગમ હતો; એવા જ દુર્ગમ એના કોટ અને દરવાજા હતા. એના બુરજો ખૂબ ઊંચા હતા. અને વચ્ચે વચ્ચે દુશ્મનો ઉપર મારો ચલાવવાનાં વિકટ સ્થાનો ( विसमा मार ) હતાં. ( ૯૬–૧૦૩ )

દુર્ગના ઊંચા ત્રિકલસા ઉપર ચડીને સાંતલે સુલતાનનું લશ્કર જોયું. ગઢની તળેટીના સરોવરની પાળે સુલતાની લશ્કરના હાથીઓ બાંધ્યા હતા. ઠામ ઠામ તંબુઓ તાણ્યા હતા, રાવટીઓ ઊભી કરી હતી, સમિયાણા બાંધ્યા હતા. ઊંચા થાંભલા ઉપર દરબારનો તંબુ ઊભો કર્યો હતો. મોટી ધજાઓ ફરફરી રહી હતી, અને, જુદા જુદા સરદારોના મર્તબા પ્રમાણેના પડાવો હતા. સાંતલ આ સાધનસામગ્રી જોઈને ચકિત થઈ ગયો.

સાંતલે ઠોઠે ઠોઠે રખોપાં મૂક્યાં, દુર્ગની દિવાલો ઉપર મોટા પત્થરો ચડાવ્યા અને કોટની ભીંત ઉપર દુશ્મનો ઉપર પત્થરનો મારો ચલાવવાને યંત્રો ગોઠવાવ્યાં. તપાવેલા ગોળા ફેંકનાર ઢીકલીઓ કિલ્લા ઉપર ચારે બાજૂ મંડાવી. સૌને પોતપોતાને નિયત સ્થળે રાત્રે ચોકી કરવાનો આદેશ આપ્યો. ( ૧૦૪–૧૦૯ )

ગઢ ઉપરથી રાજપૂત યોદ્ધાઓ ઊતરીને રતોવાઇ છાપા મારતા,

અને દિવસે વળી હુમલા કરતા અને દુશ્મનો સાથે હાથોહાથ આવી જતા. સામે સુલતાન પણ રોજ રોજ ધસીને ગઢ ઉપર હુમલો કરતો. રોજ રોજની આ લડાઈમાં મોટા મોટા હિંદુ અને તુરક યોદ્ધાઓ પડવા લાગ્યા. વાનરની માફક કોઈ કોઈ મુસ્લિમ યોદ્ધાઓ ગઢ ઉપર ધસી જતા; તો ગઢ ઉપરથી મધરાતે મુસ્લિમ સેના ઉપર હવાઇઓ ફેંકાતી. ગઢ ઉપરથી ઢીકલીમાંથી મોટા પત્થરો ફેંકવામાં આવતાઃ હાથી ઘોડા, જે આડે આવે તે તત્કાલ મરણ પામતું હતું. આ પ્રમાણે હિંદુઓ ગઢનું રક્ષણ કરતા, અને સુલતાન હઠે ચડીને ધસારો કરતો. સાત વરસ સુધી સુલતાન ઘેરો ઘાલીને રહ્યો, અને સાંતલ ચહૂઆણે એનો સબળ સામનો કર્યો. (૧૧૦–૧૧૫)

ગઢ ઉપર રોજ રોજ સંગીત નાટકના ઉત્સવો થાય છે. વીણા, મૃદંગના ધ્વનિ સંભળાય છે, નિત્ય ઉત્સવ થાય છે, નિત્ય નર્તિકા નાચે છે, રોજ નવનવી શોભા અને આનંદોત્સવ કરવામાં આવે છે. ત્રિકલસા ઉપર ચડીને સાંતલ એમ છે; એની બંને બાજુ ચામર ઢોળાય છે. પોતાની છાવણીમાં સિંહાસને બેઠેલો પાદશાહ આ જોઈ રહે છે. (એનાથી આ જોયું જતું નથી). સાદ પાડીને તીરંદાજોને બોલાવીને પાદશાહે કહ્યું: 'ગઢ ઉપરનું આ 'પેખણું' (= સંગીતનાટ્યોત્સવ) જે ભાંગે તેને મોટું ઈનામ આપું.' આ સાંભળીને મલેક અમાદલનો નોકર, નામે હબાખા મીર તૈયાર થયો. આંખે પાટા બાંધીને તીર ફેંકે તોપણ એ નિશાન ચૂકતો નહીં. એણે ધનુષ્યના બે છેડા લગોલગ આવી જાય એટલું બળપૂર્વક ધનુષ્ય ખેંચીને તીર ફેંક્યું. એ સોસ્ટી (= સોઠી) નર્તકીના હાથ અને ખભા ઉપર વાગીને અંગમાંથી સોંસરું નીકળી ગયું. એ ભૂમિ ઉપર પટકાઇ; રંગમાં ભંગ પડ્યો. સાંતલસિંહ ચહૂઆણે રોષે ભરાઇને પોતાનો અચૂક નિશાનબાજ તેડાવ્યો. રાવત રામસિંહે બીડું ઝડપ્યું. અને મુસલમાનોનું સ્થાન ફેડવાનું માથે લીધું. એણે બાણ લઈ ને ધનુષ્યની પણછ ઉપર ગોઠવ્યું. એ ફેંકતાં ધનુષ્યની પ્રત્યંચાનો ટંકારવ થઈ રહ્યો. મીર હબાખાનો ખભો કાપી

નાંખીને એ દિલક્ષી બાણ સુલતાનના સિંહાસનની પાટે જઈને વાગ્યું. પોતાના તીરંદાજને પડેલો જોઈને સુલતાને એ સ્થાન છોડી દીધું; અને સૌ કોઇ, વળી પાછું આવું બાણ આવશે એ ભયથી બીવા લાગ્યા. (૧૧૬-૧૨૪)

પાછું તુમુલ યુદ્ધ મંડાયું. તુર્કો ધસીને ગઢ ઉપર હુમલો લઈ આવતા; તો સામેથી, ગઢ ઉપરથી, તીરો છૂટતાં; યન્ત્રોમાંથી મોટા પત્થરો ફેંકાતા જે ગાડખીડ સૌનાં કાચલાં કરતા; નલીયારમાંથી આગ વરસાવતા ગોળા છૂટતા; મગરવી યંત્રમાંથી નિશાન લઈને ગોળા ફેંકાતા જે આસપાસ બધે સંહાર કરતા; ભટકીયાં (હવાઈઓ) છૂટતી; અને વીજળી જેવી, ઉલ્કાપાત સમી નિફાત ઘૂઘવી રહેતી. ઘણે દિવસે આ ઘેરો ઉઠાવી લેવો પડશે એમ તુર્કોએ વિચાર કરીને નક્કી કર્યું; કારણ કે મારૂ રાજપૂતોએ સુલતાનના લશ્કરને ખાખાવીખી કરી નાંખ્યું હતું. (૧૨૫-૧૩૦)

અહીં, સાંતલે બે હાથ જોડીને આ આશાપુરીને પ્રાર્થના કરી કે 'આ સર્વ મ્લેચ્છોનો સંહાર કરીને અમારું આ સંકટ દૂર કર.' અંબિકા પ્રસન્ન થઇ; સાંતલે એમનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં. અંબિકાએ સાંતલનો હાથ પકડીને મુસલમાન સેનામાં એને લઈ જઇને નિદ્રામાં સૂતેલો સુલતાન દેખાડ્યો. સાંતલે (સુતેલા સુલતાનનાં) ત્રણ નયન, પંચમુખ, પિંગળી વિશાળ જટા, ગળામાં રુંડમાલા, હાથમાં કમંડલુને સ્થાને બ્રહ્મકપાલ જોયાં; જટા મુકટમાં ગંગા જોઇ, અંગે ભસ્મ ચર્ચેલી નિહાળી, પાગરણમાં વ્યાઘ્રચર્મ જોયું અને વળી ત્રિશૂલ જોયું. સાંતલ સુલતાનનું આ શિવસ્વરૂપ જોઈને મનમાં ચમકી વિચારમાં પડી ગયો, અને માથું નમાવી રહ્યો. સુલતાન તો રુદ્રનો અવતાર છે, એને કેમ મરાય, એમ વિચારીને સાંતલે પાછાં ડગલાં ભર્યાં. વળી, વિચાર કરીને, એણે સંકેત (= અભિજ્ઞાન) માટે સુલતાનની પાસે પડેલું ગુર્જ (= ગદા જેવું એક આયુધ) લઈ લીધું. પ્રસંગ આવ્યે ગમે તેટલું કહીશ તોપણ સાચો સંકેત (= નિશાની) બતાવ્યા વિના સુલતાન આ વાત

માનશે નહીં એમ ધાર્યું. આશાપુરી માને પગે લાગીને સાંતલ ગઢ ઉપર આવ્યો. એણે સાચી વસ્તુસ્થિતિ સુલતાન રુદ્રરૂપ હોઈ હારનાર નથી એ હકીકત જાણી લીધી; તો પણ પોતાનું માન, એણે મૂક્યું નહીં. (૧૩૧-૧૩૮)

આ તરફ સુલતાનના પ્રધાને ગઢ ઉપરનું સરોવર ભ્રષ્ટ કરવાની યુક્તિ સુઝાડી. દિલ્હીથી બેચાર લાખ ગુણીઓ અને ત્રાપડાં મંગાવીને કોટની ભીંતે છાનામાનાં ગોઠવાવ્યાં. પછી પાપીઓએ ગાયો મારીને ગુણીઓના ઢગ ઉપર યંત્ર મુકાવીને ગઢની અંદરના સરોવરમાં ફેંકાવી.

પ્રભાત થયું. ઉતાવળી ઉતાવળી પનિહારીઓ સરોવરે પાણી ભરવાને ગઈ. ત્યાં તો અગાઉ જે પાણી સ્વચ્છ, નિર્મલ હતું એ લોહીથી રંગાયેલું જોયું. ગાયનાં માથાં પાણી ઉપર તરતાં હતાં. કાંઠા ઉપર કોઈ દાતણ કરતું નહોતું. પાણી ભ્રષ્ટ થયું હતું એથી કોઈ પનિહારી પાણીમાંથી ઘડો ભરતી નહોતી. સરોવરની પાળે આવીને લોકો આ જોઈ જોઈને અત્યંત શોક કરતા હતા. પાણી વિશ્વનો આધાર છે, સૌને જિવાડનાર છે; મોટા રાયરાણા પણ પાણી વિના ક્ષણ પણ રહી શકતા નથી. (૧૩૯-૧૪૫)

સાંતલે આ જોઈને વિચાર કરીને અંતઃપુરની રાણીઓને હવે શું કરીશું એમ પૂછ્યું. રાણીઓએ કહ્યું, 'એમાં વિચારવાનું છે શું? અમે સૌ જૌહર કરીશું. હિન્દુઓની પૂજ્ય ગાયનું પાવળું પણ પીવાય નહીં. હવે જીવવાની કોઈ આશા નથી. સાંતલની રાણીઓએ કાન્હડદેની રાણીઓ—ઉમાદે, કમલાદે, જયતલદે અને ભાવલદેને પત્ર મોકલાવ્યોઃ "ચહુઆણોનું ગરવું રાજ્ય અમે રૂડું કરી દેખાડ્યું છે. હવે, આ પત્ર મળેથી, જાણજો કે અમે સૌએ જૌહર કર્યાં છે. અમને આજે જે વીત્યું તે તમને કાલે વીતશે. (માટે સાવધાન રહેશો). અમારી પ્રત્યે માયા રાખજો. આ જન્મના અમારા છેલ્લા જુહાર સ્વીકારજો."

એમ કહીને રાણીઓએ સત્વર શણગાર સજ્યા; ચંદન કાષ્ટ અણાવ્યાં;-એમનો પરિવાર એકત્ર થયો. સૌની સમક્ષ સાહસપૂર્વક રાણીઓ ચિતા (જમહર) ઉપર ચડી. (૧૪૬–૧૫૨)

જળ વિના કોઈ જીવી શકતું નથી; જળ એજ જગતનું જીવન છે; પદ્મનાભ પંડિત કહે છે કે જળ વિના ક્ષણ પણ રહેવાતું નથી. સાત વરસ સુધી મુસલમાન લશ્કરને દળી નાંખીને ચહૂઆણોનો મહાસમર્થ વીર દુર્ગપતિ ઘેરામાં પડ્યો. કોડભરી કુંવરીને હવે કોણ આણાં પરિયાણાં કરશે? ભાઈલુએ તરકીબ બતાવી. અને સુલતાને સરોવરનો નાશ કર્યો. એ પાણી પીવાય નહીં. હવે મ્લેચ્છોની આશા ફળી. જળ વિના ક્ષણ પણ કેમ જિવાય? જળ જગતનું જીવન છે. જે દિવસ જળ ન મળે તે દિવસે દેહ કરમાશે. જળ વિના પ્રાણ બેપાંચ દિવસ ટકે.

સાંતલની રાણીઓ—નારંગદે અને પ્રેમાદેએ અગ્નિપ્રવેશ કર્યો, એ સુલતાને પોતાની છાવણીમાં જાણ્યું. (૧૫૩–૧૫૮)

એટલામાં સમય આવી ગયો. જૌહરનો ધુમાડો આકાશે પહોંચ્યો. સાંતલ કહે "પાદશાહને ગુર્જ મોકલો; નહીં તો એ કહેશે કે હું કેવો જબરો કે ચહૂઆણોને નમાવ્યા. આ ગુર્જની નિશાનીથી એ પણ જાણે કે મેં એને જાણીબૂજીને માર્યો નથી."

પાદશાહે સંદેશો કહેવડાવ્યો કે, "સાંતલને હું ગુજરાત આપું. મારા પક્ષમાં આવીને જો સાંતલ મળે તો એનો મરણનો ભય ટળે." સાંતલે ઉત્તર આપ્યો કે 'પ્રાણ જાય પણ માન મૂકું નહીં', નહીંતો, મારે કારણે ચહૂઆણોનું નામ બોળાય.'

પછી યુક્તિ કરીને સાંતલે ગઢ ઉપરથી લોકોને ઉતાર્યા. બધા રાજપૂતોએ એકત્ર થઈને પડાવ નાંખ્યો ને કેસરિયાંની તૈયારી કરી. પહેલાં એમણે શાલીગ્રામ પૂજ્યા, મનમાં રામનામ જપ્યું; સ્નાન કરીને વાળ સંકર્યા, અને કંઠમાં તુલસીની માળા ધારણ કરી. પછી

અધા રજપૂતોએ દૃઢ મનથી સામે જઈને તુરક લશ્કર ઉપર ધસારો કર્યો. ( ૧૫૯-૧૬૩ )

મુસલમાન લશ્કરે ઘોડા ઉપર સાજ માંડ્યાં, હાથીઓ લઈને રાજપૂતોના ધસારાની સામે ધસ્યા. પાદશાહ પોતાના તમામ લશ્કર સાથે આવ્યો. હિંદુ અને તુરકો હાથોહાથની ઝપાઝપીમાં આવી ગયા. અપરંપાર આયુધો ઊડ્યાં. રાજપૂતોએ અત્યંત કૌશલથી. હથિયારો વાપર્યાં. જેવું રામ અને રાવણ વચ્ચે યુદ્ધ થયું હતું, જેવો દેવો અને દાનવો વચ્ચે સંગ્રામ થયો હતો, તેવું આ તુમુલ યુદ્ધ મચી રહ્યું. હિંદુઓ દૃઢતાથી લડયા; મોટા મોટા યોદ્ધાઓ રણમાં પડ્યા. ત્રણ પહોર મુસ્લિમ લશ્કરની સામે લડીને, સાંતલ ઘણે ઘાએ રણમાં પડ્યો. રાજપૂત યોદ્ધામાં એટલું બધું સાહસ હતું કે સૌ લડતાં લડતાં રણમાં પડ્યા. સાંતલનું શુરાતન વખાણીને એનું લોઢી સુલતાને લલાટે લગાડીને વાંદ્યું.

આમ પદ્મનાભ પંડિત પોતાની મતિ અનુસાર કથા પ્રસંગ વર્ણવે છેઃ અહીં બીજો ખંડ સંપૂર્ણ થાય છે. ( ૧૬૪-૧૬૮ )

*

ત્રીજા ખંડમાં સુલતાને સમિયાણા જીતીને જાલોર ઉપર આક્રમણ કર્યું તેનું વર્ણન કર્યું છે. સંક્ષેપમાં એનો કથાંશ આ પ્રમાણે છેઃ

સુલતાને સમિયાણા જીતીને કાન્હડદેને તાબે થવાને કહેવડાવ્યું. કાન્હડદેએ સામો પડકાર ફેંક્યો કે સુલતાન જરૂર આવે; અમે એમનું યુદ્ધમાં ઘટતું સ્વાગત કરવાને તૈયાર છીએ. સુલતાને સમગ્ર લશ્કર સાથે જાલોર તરફ કૂચ કરી. વચમાં બાહડમેર કબજે કરીને લૂટ્યું અને ત્યાં પડાવ નાંખ્યો.

પાસે જ શ્રીમાળી બ્રાહ્મણોની ભિન્નમાળ નામની નગરી આવેલી હતી એની પાદશાહને જાણ થઈ. એણે ગોરી મલિકને ભાઇલ્લ સાથે ભિન્નમાળ ભાંગવાને મોકલ્યો. સંદેશવાહકે મારતે ઘોડે આવીને

બ્રાહ્મણોને ચેતાવ્યા કે મુસલમાનો નગર ભાંગવાને આવે છે, માટે નાસો. સવારે પ્રાતઃવંદનાદિ કરીને નાસીએ એવું બ્રાહ્મણોએ ઠરાવ્યું. ત્યાં તો તુર્કોએ આવીને રાતોરાત શહેર ભાંગ્યું. બધી વસતી બાન પકડી, શહેર લૂટી લઈ ને એને લાહ્ય લગાડી. સવાર થતાં તો મુસલમાન લશ્કર પાછું પણ ફરી ગયું. કાન્હડદેને આ સમાચાર મળ્યા. એણે તાબડતોબ લશ્કર પાછું સજ્જ કર્યું. છત્રીસે વંશના રાજપૂતો એકઠા થયા. એમને ઘોડા અને સાધનસામગ્રી આપી.

બપોરને સમયે રાજપૂતો ધાણુસે પહોંચ્યા. ત્યારે મુસલમાન લશ્કરનો સેનાપતિ મલિક નેબ શિકારે ગયો હતો. હિંદુઓએ દારુણ હલ્લો કરીને મ્લેચ્છોને માર્યા, અને બધાં બાન છોડાવ્યાં, અને ખજાનો અને લશ્કરનો અસબાબ લૂટી લીધો. હિંદુ લશ્કરમાંથી મહીપ અને જયત દેવડો આગળથી જાલોર ગયા, જ્યારે લખણ સેભટો અને સાલ્હ શોભાવત એ દિવસે અમાવાસ્યા હોવાથી સરોવરનાં સ્નાન કરવાને રોકાયા.

એટલામાં તો તુરક લશ્કરના ડંકા નીસાણુ સાંભળીને મલિક નેબ ત્યાં આવ્યો. એણે પોતાના લશ્કરનો સંહાર થયેલો જોયો, અને હિંદુઓને તળાવમાં સ્નાન કરતા જોયા. એણે એમને ઘેરી લીધા. રાજપૂતોએ ઘણું પરાક્રમ કર્યું, પરંતુ પોતાના ઘોડા સુધી પહોંચવા પામ્યા નહીં. લખણુ સેભટા અને સાલ્હ શોભાવત સાથે ચાર હજાર રજપૂતો રણમાં પડ્યા. કોઈ ઊગર્યું નહીં, જે જઈને કાન્હડદેને ખબર આપે.

પાદશાહને આ હુમલાઓના ખબર પહોંચાડવામાં આવ્યા. મલિક નેબની જીતના સમાચારે એ ઘણો ખૂશ થયો. કાન્હડદેને છેવટે રાજપૂતોના વિનાશના સમાચાર મળ્યા અને એને ખૂબ દુઃખ થયું.

પાદશાહે હવે જાલોર તરફ કૂચ આરંભી. ત્યારે સીતાઈ કે પીરોજા નામની એની કુંવરી, જેને શકુનાદિનું જ્ઞાન હતુ અને પૂર્વજન્મનું સ્મરણ હતું, એ પાદશાહને કહેવા લાગી, કે "કાન્હડદે વિષ્ણુનો

અવતાર છે; તમે સામે ચાલીને જાલોર જશો તો કાન્હડદેને હાથે હણાશો." પાદશાહે એનું કહેવું ગણકાર્યું નહીં. અને આગેકૂચ કરી. ત્યારે એક દિવસ સુલતાનના ખોળામાં બેસીને એણે પોતાના મનની વાત કહી, કે "મને કાન્હડદેના પુત્ર વીરમદે સાથે પરણાવો; એના રૂપગુણ ઉપર હું મોહિત થઈ છું." પાદશાહે એને સમજાવી: "આવી ઘેલી વાત ન કર; હિંદુ તુરક વચ્ચે વિવાહ થાય નહીં. તને ગમે તે દિલ્હીના મુસલમાન શાહજાદા કે મોટા ખાન સાથે પરણાવું." કુંવરીએ હઠ પકડી કે "પરણું તો વીરમને જ, નહીં તો હું કુંવારી રહીશ કે મરીશ." પાદશાહે ગોલ્હણશાહ નામના કંચુકીને બોલાવીને કાન્હડદે પાસે વીરમ માટે માગું મોકલ્યું. ગોલ્હણશાહે વીરમને જાતજાતનાં પ્રલોભનો આપ્યાં, પણ વીરમે હસીને ના કહી. ગોલ્હણશાહ હારીને પાછો ગયો, અને પાદશાહને બધી વસ્તુસ્થિતિ જણાવી.

પાદશાહે ગુસ્સે થઈને લશ્કર લઈને આગળ વધીને રાડદ્રે અને બીજે દિવસે ગોઅલ ગામે આવીને સુંદરલા સરોવરને કાંઠે પડાવ નાંખ્યો.

પાદશાહના લશ્કરને જોઇને કાન્હડદેવે પણ જાલોર ગઢ શણગાર્યો. પાદશાહ જોઈને છક થઇ ગયો. રાત્રે માલદેવ અને વીરમદેવે ગઢની નીચે ઊતરીને મુસલમાન લશ્કરનો કાઠગઢ ભાંગી નાંખ્યો. ખાઈ પૂરી દીધી, અને એમના બારસો સૈનિકોને હણી નાંખ્યા. આમ સાત દિવસ ચાલ્યું. એક રાત્રે પાદશાહને મધરાતે સ્વપ્ન આવ્યું, એમાં એણે શંખચક્ર અને મોરમુકુટધારી પીતાંબર કૃષ્ણને જેયા. ત્યારે એને પોતાની કુંવરી સીતાઇનું ભવિષ્ય કથન સાચું લાગ્યું.

અહીં કાન્હડદેએ ભક્તિ કરીને આશાપુરીને પ્રસન્ન કર્યાં. માતાજીએ મુસ્લિમસેનામાં અંગારવૃષ્ટિ કરી. મુસ્લિમ લશ્કર દુઃખી દુઃખી થઇ ગયું, સુલતાન ઘેરો ઉઠાવીને દિલ્હી ચાલ્યો. વળી સુલતાને વીરમને બોલાવવાને ગોલ્હણને મોકલ્યો, પણ કાન્હડદેએ એની અવગણના કરી. પાછું ફરતું મુસ્લિમ લશ્કર સદ્દડી પહોંચ્યું.

ત્યારે કાન્હડદેએ આદ્યશક્તિની પ્રાર્થના કરી, કે "મુસ્લિમ લશ્કરને તું પાછાં આણ, જેથી હમીરરાયની માફક મારું નામ હું અમર કરી શકું." શક્તિએ કાન્હડદેને પોતાની સેના લઈને મેડતા જઈને મુસ્લિમ સેના ઉપર હલ્લો કરવાનો આદેશ આપ્યો કાન્હડદેની આજ્ઞાથી માલદેવ તમામ રાજપૂત સેના લઈને પૂનલા ગયો. ત્યાં સેનાની આઠ જુદી જુદી ફોજો બનાવી. પાછલે પહોરે ધસારો કરીને ચારે તરફથી મુસ્લિમ સેનાને ઘેરી લઈને એમના ત્રણ હજાર યોદ્ધાઓને માર્યા, અને લશ્કરમાં પેસીને નવ હજાર ઘોડા ને પુષ્કળ લૂંટ મેળવી, અને સમસખાન અને એની બેગમ મોકલાણ સરોવર ઉપર શિકારે ગયાં હતાં ત્યાંથી એમને જીવતાં કેદ પકડ્યાં. પાદશાહ ત્યારે મેડતે હતો.

ત્યારે પાદશાહની લાડકી પુત્રીએ કહ્યું: 'હું જાલોર જઈને, મારાં પૂર્વ જન્મનાં એંધાણ કહીને બહેન બનેવીને છોડાવી–લાવીશ.' પછી એણે પોતાના ૭ પૂર્વ જન્મોની વાત પાદશાહને કહી, અને જણાવ્યુ કે, "સંવત ૧૩૬૮ના વૈશાખ માસના શુક્લ પક્ષની છઠને ગુરુવારે વીરમદે યુદ્ધમાં પોતાના પ્રાણ ત્યાગ કરશે. એના મસ્તકને અગ્નિદાહ કરાવીને હું જમનામાં ઝંપાપાત કરીશ. પછી વીરમદે સૂર્યવંશમાં જન્મશે અને હું યાદવ વંશમાં જન્મીશ. હું ભર્તુભક્તિ સાચી કરીશ. પછી અમે બન્ને દેવલોકમાં જઈશું. જાલોર ગઢ હજી સાત વરસ અજય્ય રહેશે; આઠમે વરસે એ પડશે. કાન્હડદે પછી આઠ માસે સુલતાનનું મૃત્યુ થશે."

સુલતાને કુંવરીને જાલોર મોકલી. કાન્હડદેએ માનસહિત સુંદરલા સરોવરને તીરે ઉતારી. ત્યાં કાન્હડદે અને વીરમ એને મળવા આવ્યા. વચ્ચે આડો ચક નાંખીને કુંવરીએ પોતાના પૂર્વજન્મની વાતો કહી તોપણ વીરમદેએ એનું મોં જોવાનું તેમ એને પરણવાનું કબૂલ કર્યું નહીં. બીજું જે એને જોઈએ તે આપવાની ઈચ્છા દર્શાવી. પછી કુંવરીની માગણીથી સાદલ અને સીહ મલિક તેમજ સમસખાન અને

એની બેગમને મુક્ત કર્યાં, સુલતાનના લશ્કર ઉપર રતોવાઈ છાપો નહીં મારવાનું વચન આપ્યું. સામે, સુલતાન મંદિરો-ભાંગે નહીં, ગોબ્રાહ્મણને પીડે નહીં, અને દેશને રંજાડે નહીં એવી કુંવરી પાસે કબુલાત કરાવી. પછી કુંવરીને જાલોર ગઢ જોવાની ઈચ્છા હતી એ પૂર્ણ કરી. જતી વેળા કાન્હડદેએ સોમનાથ છોડાવ્યા ત્યારે જે સુલતાની હાથી ઝૂંટવી લીધા હતા તે કુંવરીને પહેરામણીમાં પાછા આપ્યા, અને જે જે સરદારોને કેદ પકડ્યા હતા, તે સૌને મુક્ત કર્યા. સહુની રજા લઈને કુંવરી પાદશાહને સિંભર જઈને મળી. ત્યાંથી આમેર અને બહાદુરપુર થઈને સુલતાન દિલ્હી પહોંચ્યો. અહીં ત્રીજા ખંડની સમાપ્તિ થાય છે.

ચોથા ખંડમાં કાન્હડદે સુલતાનના લશ્કરની સાથે જે છેવટનું, જીવસટોસટનું-યુદ્ધ-ખેલીને અંતે પ્રાણાર્પણ કરે છે તેનું વર્ણન આવે છે. સંક્ષેપમાં એનો કથાંશ નીચે પ્રમાણે છેઃ

કુંવરી જાલોરથી કેદીઓને છોડાવી લાવીને પાદશાહને જઇ મળી ત્યારે પાદશાહે એને જાલોર કેવું છે એ પૂછ્યું. ત્યારે કુંવરીએ વર્ણન કર્યું કે ભારત વર્ષના મોટા દુર્ગોમાં જાલોર સૌથી દુર્ગમ છે. એમાં ઉત્તમ પ્રકારના ચારે વર્ણના પુરુષો વસે છે. એનાં અનેક ચૌટાઓમાં સર્વ પ્રકારની વસ્તુઓ વેચાય છે. ત્યાં સુંદર મંદિરો છે, વાવો છે, કુંડો છે. કોટને સુશોભિત બુરજો છે, અને અનેક રળિયામણા દરવાજા છે. કાન્હડદેના મહેલની સમૃદ્ધિ તો ઇન્દ્રના સભી છે જાલોરનો ગઢ કૈલાસ જેવો કે ત્રિકુટાચલ જેવો અદ્ભુત છે, અને એના ઉપરની શસ્ત્રસજાવટ સંપૂર્ણ છે. ગઢમાં અન્નપાણી ભરપૂર છે.

કાન્હડદેના દરબારની શોભા અવર્ણનીય છે. એમાં જાતજાતના રાજ્યાધિકારીઓ સામંતો અને રાજવંશી યોદ્ધાઓ છે. એની રાણીઓ અત્યંત રૂપવતી અને કુલીન છે. કાન્હડદે સચ્ચરિત્ર, અને અશ્વિનીકુમાર જેવો સ્વરૂપવાન છે. એને માલદેવ નામે નાનો ભાઈ છે. એ બંને વચ્ચે રામલક્ષ્મણ જેવી પ્રીતિ છે.

આ સાંભળીને પાદશાહ કહે, "આવો જબરો દુર્ગ શી રીતે

લેવાશે ?" ત્યારે કુંવરીએ કહ્યું કે 'મેં જે અવધિ કહી છે તે દિવસે જાલોર ગઢ અવશ્ય પડશે.' સુલતાને પોતાના બધા બંદા ( રાજસેવકો )ને બોલાવ્યા. મોટું નવ લાખ સૈનિકોનું લશ્કર તૈયાર કર્યું. એમને આઠ વરસ ચાલે એટલો બધો અસબાબ આપ્યો. ભરપૂર ખાધા-ખોરાકી, ઔષધો, કપડાં, હથિયારો, બખ્તરો, ઘોડા, ઇ૦ સાથે મોકલાવ્યાં.

લશ્કરની સાથે કુંવરીએ પોતાની ધાવ દદાસનાવરને સૂચના આપીને મોકલી, કે વીરમદેવને જીવતો લઈ આવે, નહીં તો છેવટે એનું મસ્તક સુગંધિ દ્રવ્યોમાં સાચવીને લાવે.

આ તરફ કાન્હડદેએ પણ મુસલમાનોનો સામનો કરવાને કમર કસી. ગામે ગામ ખેપિયા મોકલાવ્યા. નવકોટ મારવાડના રાજપૂતો જાલોર એકઠા થયા.

મુસલમાન લશ્કર મેડતા થઈને સુંદડી પહોંચ્યું. એમનો સામનો કરવા કાન્હડદેએ પચીસ હજાર ઘોડેસવાર અને એથી બમણા પાયદળ સાથે માલદેને ખટુકડી ગામે અને વીરમદેને એટલી જ સેના સાથે ભદ્રાજણ મોકલાવ્યા. એક દિવસ મુસ્લિમ લશ્કર ઉપર વીરમદે ત્રાટકે, બીજે દિવસે માલદે તૂટી પડે. આમ ચાર વર્ષ વહી ગયાં : એ દરમિયાન સત્તર હજાર મુસલમાન સૈનિકો મરાયા, જ્યારે હિંદુઓને કશું નુકસાન થયું નહીં. પાદશાહે હિંદુઓથી બમણા મુસલમાન યોદ્ધાઓ મરે તોપણ તમે પાછા ઓસરશો નહીં એમ આદેશ આપ્યો.

પછી મુસ્લિમ સેનાપતિએ રાજપૂતોને કહ્યું કે આપણે સરખે સરખા સૈનિકોથી લડીએ; બીજી સેના આઘી રહે. આમ કરતાં વીસ દિવસમાં દસ હજાર રાજપૂતો રણમાં પડ્યા, અને વીસ હજાર મુસલમાન સૈનિકો મરાયા. આમ યુદ્ધને પાંચ વરસ થયાં.

ત્યારે ગઢ ઉપરનાં જળાશયોમાં પાણી ખૂટ્યું, તેથી રાજપુરોહિતે યજ્ઞયાગાદિક કરાવ્યા, તેથી મંત્રને પ્રભાવે વહેલી વૃષ્ટિ થઈ. ધાન્ય બધું જૂનું થઈ જવાથી કસ વિનાનું બન્યું હતું. એથી સૌનાં શરીર ક્ષીણ થતાં જતાં હતાં. આ વાત જાલોરના મહાજને જાણી. એમણે સૌએ

રાજાને યુદ્ધ ચાલુ રાખવાને આગ્રહ કર્યો, અને મહાજન લશ્કરને આવશ્યક સાધન સામગ્રી પૂરી પાડશે એવી ખાતરી આપી. અનાજ, ઘી તેલ, ઈંધણાં, ગોળ વગેરે વર્ષો સુધી પૂરશે એવું વચન આપ્યું. દુશ્મનો ઉપર પત્થરોને બદલે ગોળના ગોળા ફેંકવાની સૂચના કરી. આમ ઘેરો ચાલ્યાં કર્યો. એમાં એંશી હજાર તુર્કો અને ત્રીસ હજાર હિંદુઓ ખપી ગયા.

કાન્હડદેએ પોતાના રાજ્યપુરોહિત સોમચંદ્ર વ્યાસને બોલાવીને કહ્યું, "યુદ્ધનાં બાર વર્ષ અને ૭ માસ થઇ ગયા. આમ તો સો વર્ષ લડાઈ ચાલે તો પણ તુર્કો ગઢને કશું નુકસાન પહોંચાડી શકશે નહીં. જો એ હારીને પાછા જતા રહેશે તો આપણું નામ શી રીતે રહેશે?"

વ્યાસે સલાહ આપી કે "માલદેને લશ્કર આપીને મુસલમાનોને ભિડાવવાને ગઢ ઉપરથી નીચે મોકલાવો." માલદેએ અંબેરગઢ જઈને તુરકોના પ્રદેશમાં હાહાકાર મચાવ્યો. આ તરફ સુલતાનની આજ્ઞાથી મુસલમાન સેનાપતિ કમાલદીને જાલોરની તળેટીએ છાવણી નાંખી, અને ફરતો મોટો દુર્ગ બનાવરાવ્યો, જેથી એ વીંધીને જાલોરમાંથી કોઈ બહાર નીકળી કે અંદર જઇ શકે નહીં. કાન્હડદેએ કાન્ડ ઉલીચા નામનો રાજપૂત વીરને દસ હજારનું લશ્કર આપીને ફીદલપુરની પાસે મલેક નિઝામુદ્દીનને ભિડાવવાની આજ્ઞા આપી. ઉલીચાએ મુસલમાન લશ્કરનો ઘાણ કાઢી નાંખ્યો, નિઝામુદ્દીનને માર્યો અને એના લશ્કરના ઘોડા અને એનાં અંતઃપુરને કબજે કરીને જાલોર મોકલાવી દીધાં.

આ સમાચાર સાંભળીને પાદશાહે ખાનજહાંની સરદારી નીચે તાજું લશ્કર નિઝામુદ્દીનના લશ્કરની વહારે મોકલાવ્યું, અને પાદશાહ પોતે લશ્કર લઈને માલદેવને ભિડાવવાને બહાદરપુર આવ્યો. આ આ જાણીને માલદે ઝડપથી કૂચ કરીને વનાઢા આવ્યો. પાદશાહ દિલ્હી પાછો ગયો. માલદેએ દેશદેશ હકારા મોકલીને છત્રીસ હજાર ઘોડા અને એક લાખ ખાંડાધારીઓની સેના એકઠી કરી. પછી એક

તરફથી માલદે અને બીજી તરફથી કાન્હડદે મુસ્લિમ લશ્કર ઉપર તૂટી પડયા. મુસ્લિમો ત્રાહ ત્રાહ પોકારી રહ્યા.

એવામાં, સીહ મલિક કેદમાં હતો ત્યારે એને વીકા સેજ્વાલની સાથે ઓળખાણ હતી. વીકાએ નાટરડકની વાવે સીહ મલિકને છાનો-માનો બોલાવ્યો અને કહ્યું, "જો પાદશાહ મને આ ગઢ આપી દે તો ગઢપ્રવેશનો છૂપો માર્ગ હું તમને બતાવું." રુદા ભાઈલને રાખીને મલિકે વચન આપ્યું. સેજ્વાલે લોભને કારણે આમ વિશ્વાસઘાત કર્યો. મલિકે લશ્કર એકઠું કરીને સત્વર ગઢ કબજે કરવાને છૂપે રસ્તે હલ્લો કર્યો.

આસમયે કાન્હડદેને સ્વપ્ન આવ્યું. બ્રાહ્મણને વેશે એણે જાલોર ગઢને જોયો. એણે કહ્યું કે "જો તુરકો ચડ્યા, અને ગઢ ભેળાયો. તું જાગ્રત થા. વળી તારા વંશજના કબજામાં ગઢ આવશે." પછી એણે સ્વપ્નમાં આશાપુરીને, ગણેશને અને શ્રી કૃષ્ણને જોયા. એમણે સૌએ કાન્હડદેને આ જ વાત કરી.

એટલામાં મલિક કમાલદીન સેજ્વાલને આગળ કરીને છૂપે માર્ગે જાલોર ગઢમાં લશ્કર લઈને આવ્યો. વીકાએ જઈને આ છૂપી વાત પોતાની સ્ત્રી હીરાદેવીને કહી. એણે ઘરની બહાર જોયું તો ખરેખર મુસલમાન લશ્કરને ગઢ ઉપર ચડતું જોયું. રોષ કરીને એણે વીકાને ત્રંબાળુ માર્યું. એ ધરણી ઉપર પડ્યો અને એના પ્રાણ ગયા. હીરાદેવી સીધી કાન્હડદે પાસે પહોંચી ને આ વિશ્વાસઘાતની વાત કહી. સ્વપ્નનાં બધાં એંધાણ મળ્યાં. કાન્હડદેવે ચડી આવતા મુસ્લિમ લશ્કરનો કોલાહલ સાંભળ્યો.

કાંધિલ ઉલીચા સાથે દસ હજાર યોદ્ધા ધાયા. મુસ્લિમ લશ્કરમાં ધસીને એણે સીહ મલિકને માર્યો. એની સાથે યોદ્ધાઓ આઠ પહોર લડયા; પાંચ હજાર રણમાં પડ્યા. ઉલેચે બાર હજાર મ્લેચ્છોને માર્યા. કાન્હડદેએ ઉલીચાનાં ખૂબ વખાણ કર્યાં. એ પછી બપોરે કાન્હ-

ઉલીચાએ, સાંજે શોભિતે, મધરાતે જયત દેવડાએ, અને પાછલી રાતે જયત વાઘેલાએ તુર્કોનો સામનો કર્યો. અનેક મુસલમાનોને મારીને એ સૌ રણમાં પડ્યા.

કાન્હડદેએ જોયું કે હવે ગઢ ટકશે નહીં. એની રાણીઓ—જયતલદે, ઉમાદે, અને કમલાદેએ જૌહરની તૈયારી કરી. પ્રજામાં પણ સૌ કોઇએ જૌહર કરવાનો નિર્ણય કર્યો. અંતઃપુરનું જરઝવેરાત બધું ઝાલરવાવમાં ઊંડાં પાણીમાં નંખાવ્યું. પછી વીરમદેને બોલાવીને એનો રાજ્યાભિષેક કર્યો.

સૌ રાણીઓએ અગ્નિ પ્રવેશ કર્યો, પ્રજાજનોમાંથી પણ અનેક જૌહર કર્યાં—તે દિવસે રાણીઓની પછી જાલોરમાં પંદરસો ચોરાશી જૌહર થયાં. દેવો બધા આ આત્મબલિદાનનું દૃશ્ય નિરખવાને અંતરિક્ષમાં આવી ઊભા.

પછી, પાંચમે દિવસે, મુસલમાનો જબરો હલ્લો લઇને આવ્યા અને શ્રીકૃષ્ણનું મંદિર તોડવા લાગ્યા. તત્ક્ષણ કાન્હડદેએ કેસરિયાં કર્યાં. એ હાથે એ મુસલમાનોનો વિનાશ કરવા લાગ્યો. એની સાથેના રાજપૂતોએ પણ અપૂર્વ પરાક્રમ કર્યું. તુમુલ યુદ્ધ કરીને અનેક મ્લેચ્છોનો સંહાર કરીને કાન્હડદે રણમાં પડ્યો. તે દિવસે સંવત ૧૩૬૮ના વૈશાખ માસની શુક્લ પક્ષની પંચમીને બુધવાર હતો.

એની પછી વીરમદેએ સાડાત્રણ દિવસ રાજ્ય કર્યું. એની રાણીઓએ પણ જૌહર કર્યાં. વીરમદેએ વિચાર્યું કે યુદ્ધમાં કદાચ મુસલમાનો પોતાને કેદ પકડશે. એથી એણે પોતાના પેટમાં ઊંડે કટારી ખોસીને તેના ઉપર દૃઢ બખ્તર પહેરીને રોષથી તુર્કો ઉપર તૂટી પડ્યો. સાથેના શૂરા રાજપૂત અંગરક્ષકોએ પણ પોતાનાં હથિયાર ચલાવ્યાં. વીરમદે ઘણા મ્લેચ્છોને મારીને રણમાં પડ્યો.

આ ભીષણ યુધ્ધમાં ગઢના સર્વ હિંદુઓ કામ આવી ગયા.

તુર્કોનો પણ દસમો ભાગ માત્ર બચ્યો. જાલોરની તળેટીમાં સરોવરની પાળે બે-ચાર લાખ કબરો બની. કિલ્લામાં બધે અંગાર ધખતા હતા.

દદાસનાવરે વીરમદેનું મુખ જોયું. રત્નજડિત પાંજરામાં સુગંધિ દ્રવ્યોમાં સાચવીને એ વીરમદેનું મસ્તક દિલ્હી લઈ ગઈ. ત્યાં સુવર્ણના થાળમાં એ મૂકયું. જ્યાં કુંવરી મસ્તક જોવાને આવી ત્યાં પૂર્વે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે મસ્તક ઉફરાંટું—આડું—ફરી ગયું, પણ કુંવરી તરફ જોયું નહીં; કુંવરીએ અત્યંત કલ્પાંત કર્યું. પછી કુંવરીએ યમુના તટે જઈને મસ્તકના અગ્નિ સંસ્કાર કર્યા, અને માતાની રજા લઈને પાદશાહને ચરણે લાગીને એણે યમુનામાં ઝંપાપાત કર્યો. આ પછી આઠ માસે અલાઉદ્દીન મરણ પામ્યો. અહીં કથા સમાપ્ત થાય છે.

એ પછી પ્રબંધની પુષ્પિકામાં કવિએ પોતાના આશ્રયદાતા વિષે અને પોતાને વિષે થોડીક માહિતી આપી છે. કાન્હડદેના પુત્ર વીરમદેને મેઘલદે નામે પુત્ર હતો. એનો પુત્ર અંબરાજ, અંબરાજનો પુત્ર ખેતસી, અને ખેતસીનો પુત્ર અખેરાજ. કાન્હડદેની પાંચમી પેઢીનો વારસ અખેરાજ એ કવિ પદ્મનાભનો આશ્રયદાતા હતો. અખેરાજની પ્રેરણાથી ' પુણ્ય વિવેક ' બિરુદધારી વિસલનગરા નાગર કવિ પદ્મનાભે આ ભારતીના પ્રસાદથી સોનગિરાઓની યશોગાથા વિસ્તારતો આ રોમાંચકારી ભાષાપ્રબંધ સંવત ૧૫૧૨ના માગશર માસની પૂનમને સોમવારને દિવસે રચ્યો. કાન્હડદેના પરમ પવિત્ર ચરિત્રનું પઠન અને શ્રવણ તીર્થયાત્રા જેટલું પાવનકારી છે.

અહીં પ્રબંધનો ચોથો—છેલ્લો—ખંડ સમાપ્ત થાય છે.

આ પ્રબંધમાં ઉલ્લેખાયેલી મહત્ત્વની બધી હકીકતોને ઇતિહાસનાં અન્ય આધારોનું સંપૂર્ણ સમર્થન મળે છે. એથી જ એનું **ઐતિહાસિક પ્રબંધ તરીકે સવિશેષ મહત્ત્વ છે.**

૫

આ પ્રબંધની મહત્વની ઐતિહાસિક હકીકતો આટલી ગણાય:

(૧) કર્ણદેવ વાઘેલાનો અમાત્ય માધવ રાજા ઉપર રોષે ભરાઈને દિલ્હીના સુલતાન અલાઉદ્દીનને સમજાવીને ઉલુઘખાનની સરદારી નીચે વિશાળ મુસલમાન લશ્કર લઈ આવ્યો. એ લશ્કરે પાટણ કબજે કર્યું, ગુજરાતને હચમચાવી નાંખ્યું અને સોમનાથ પાટણ ભાંગીને એનું પ્રસિદ્ધ મંદિર તોડી નાંખ્યું.

(૨) પાછાં વળતાં મુસલમાન લશ્કર જાલોરના રાજા કાન્હડદેના રાજ્યમાં થઈને પસાર થતું હતું ત્યારે કાન્હડદેએ એને હરાવીને સોમનાથની મૂર્તિ છોડાવી, અને બાન છોડાવ્યાં.

(૩) આ હારના સમાચાર સાંભળીને રોષે ભરાઈને પાદશાહે નાહર મલિકને મોટું લશ્કર આપીને જાલોર ગઢ કબજે કરવાને મોકલાવ્યો. મુસલમાન લશ્કરે મારવાડમાં પ્રવેશ કર્યો ત્યારે માર્ગમાં સમિયાણાનો ગઢ આવ્યો. ત્યાં કાન્હડદેનો ભત્રીજો સાંતલદે રાજ્ય કરતો હતો. એણે નાહર મલિકને સજ્જડ હાર ખવડાવી. આ યુદ્ધમાં નાહર મલિક મરાયો.

(૪) આ હકીકત સાંભળીને સુલતાન ખૂબ નારાજ થયો. એણે પાટણથી સૂબાને બોલાવ્યો અને બીજા બંડિયા રાયરાણા અને સરદારોને એમના લશ્કર સાથે બોલાવ્યા, અને એક ખૂબ વિશાળ સેના તૈયાર કરી સમિયાણા ઉપર ચડી આવ્યો. સાત વરસ સુધી કિલ્લો પડ્યો નહીં, એટલે હીન યુક્તિ અજમાવીને ગઢ ઉપરનું પાણી ભ્રષ્ટ કર્યું. રાજપૂતોએ કેસરિયાં કર્યાં, અને કિલ્લો અંતે પાદશાહના હાથમાં આવ્યો.

(૫) સમિયાણા જીતીને પાદશાહ જાલોર ગયો. રસ્તામાં એણે ભિન્નમાલ ભાંગ્યું, અને જાલોરને ઘેરા ઘાલ્યો. કાન્હડદેએ પ્રચંડ સામો હલ્લો કર્યો. એથી પાદશાહને ઘેરા ઉઠાવીને દિલ્હી પાછા જવું પડ્યું.

(૬) પાદશાહે ફરી પાછી ખૂબ તૈયારીઓ કરીને જાલોર ઉપર ચડાઈ કરી. આઠ વર્ષ ઘેરો ચાલ્યો. વીકા સેજપાલ નામના એક રાજપૂતે ગઢનો છૂપો રસ્તો બતાવી દીધો, એટલે એ માર્ગે રાતોરાત મુસ્લિમ લશ્કર ચઢી આવ્યું અને જાલોર ગઢ પડ્યો. (વિ. સં. ૧૩૬૮)

આમાંની ઘણીખરી મહત્ત્વની હકીકતોને નીચે દર્શાવ્યા પ્રમાણે અન્ય ઐતિહાસિક આધારોનું પ્રમાણ છે.

(૧) ઝિયાઉદ્દીન બર્ની જેવા મુસ્લિમ ઇતિહાસનવીશોએ ગુજરાત ઉપર આક્રમણ કરવાને માધવે અલાઉદ્દીનને નિમંત્રણ આપ્યું હતું એ વાતનો ઉલ્લેખ કર્યો નથી. પરંતુ એમણે ગુજરાતની ચડાઈ સંબંધે જણાવ્યું છે કે: "અલાઉદ્દીનના રાજ્ય-સમયના ત્રીજા વર્ષમાં ઉલુઘખાન અને નસરતખાને મોટા લશ્કર સાથે ચડાઈ કરી. એમણે અણહિલપુર પાટણ અને ગુજરાત જીતી લઈને ત્યાં લૂંટ ચલાવી. ગુજરાતનો રાજા કરણ નાસીને દેવગિરિના રાજા રામદેવને આશ્રયે જઈને રહ્યો. એની રાણીઓ, કુંવરીઓ, ખજાનો, હાથીઓ, સર્વ મુસલમાનોના હાથમાં આવ્યું."[30] સોમનાથની મૂર્તિ તોડીને ઉલુઘખાને દિલ્હી મોકલાવી.[31]

સંસ્કૃતપ્રાકૃત પ્રબંધ સાહિત્યમાં માધવ મ્લેચ્છોને લઈ આવ્યો એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. વિક્રમ સંવતના ચૌદમા સૈકાના પ્રસિદ્ધ પ્રબંધકાર મેરુતુંગની વિચારશ્રેણી માં, અને એજ અરસામાં રચાયેલા જિનપ્રભસૂરિના વિવિધતીર્થકલ્પ માં આ વિષે સ્પષ્ટ ઉલ્લેખો મળે છે.[32]

---

૩૦. જુઓ : Elliot & Dowson : '**History of India, as told by its own Historians**'–Vol III, (1871) p. 163.

૩૧. જુઓ : Ibid, p. 74.

૩૨. જુઓ : 'यवना माधवनागर विप्रेणानीताः ।'—विचार श्रेणी; 'अलावद्दीणसुरताणस्स कणिठ्ठो भाया उल्लखान नामाधिज्ज ढिल्लीपुराओ मंतिमाहवपेरिओ गुज्जरधरं पठ्ठिओ'–विविध तीर्थकल्प, पृ. १०. (સિંધી જૈન ગ્રંથમાલા, ગ્રથાંક ૧૦ )

આ પ્રમાણે બંને પ્રકારનાં ઇતિહાસપ્રમાણો कान्हडदे प्रबन्धनी હકીકતનું સમર્થન કરે છે.

(૨) ગુજરાતમાંથી પાછા ફરતાં ઉલુઘખાનને જાલોર પાસે ઘણી હાડમારી વેઠવી પડી એનો મુસ્લિમ ઇતિહાસ લેખકોએ ઉલ્લેખ કર્યો છે. પરંતુ એના કારણ તરીકે એમણે નવા મુસ્લિમોના (તાજેતરમાં ધર્માન્તર કરીને મુસ્લિમધર્મમાં આવેલા મૃગલોના) બળવાને આગળ ધર્યો છે. આ બળવામાં નસરતખાનનો ભાઈ અને અલાઉદ્દીનનો ભાણેજ એ બે મરાયા. બળવાખોરોએ છેવટે હારીને રાજસ્થાનના જુદા જુદા રાજાઓને ત્યાં આશ્રય લીધો એમ આ ઇતિહાસનવીશો જણાવે છે.[૩૩]

(૩–૪) અમીર ખુશરૂના 'તારિખી–અલાઈ' એ નામના ઇતિહાસ-ગ્રંથમાં જણાવ્યું છે કે ઈ. સ. ૧૩૦૮ માં સુલતાન અલાઉદ્દીને સઈવાણા ગઢ ઉપર ચઢાઈ કરી. એ કિલ્લો ઊંચા ડુંગર ઉપર આવેલો હતો, અને એની આસપાસ મોટું જંગલ હતું.[૩૪] પહેલાં મુસ્લિમ લશ્કર પાંચ છ વર્ષ કિલ્લો કબજે કરવાને મથ્યું પણ એનું કાંઈ વળ્યું નહીં. છેવટે અલાઉદ્દીને પોતે આવીને હલ્લો કર્યો ત્યારે સાંતલદેવ હાર્યો અને ગઢ સર થયો.[૩૫]

(૫) જાલોરના કાન્હડદે ઉપર અલાઉદ્દીનના લશ્કરે ચઢાઈ કરી. ત્યારે કાન્હડદેએ એનો જબ્બર સામનો કરીને એક વાર એને શિકસ્ત આપી એવો મુસ્લિમ ઇતિહાસગ્રંથોમાં ઉલ્લેખ મળે છે.[૩૬] પરંતુ

---

૩૩. જુઓ : 'The Cambridge History of India, Vol. III. 1928, p. 100-101.

૩૪. જુઓ : Elliot & Dowson, Vol III p. 78.

૩૫. જુઓ : Cambridge History of India, Vol. III, p. 114; અને Elliot & Dowson, Vol. III, p. 550.

૩૬. જુઓ : Cambridge History of India, Vol. III p. 114.

મુસ્લિમ ઇતિહાસગ્રંથોમાં એ ચડાઈનાં જે કારણો આપ્યાં છે, અને લડાઈની ભૂમિકાનું જે વર્ણન કર્યું છે તે कान्हडदे प्रबन्ध કરતાં જુદું અને ઓછું પ્રતીતિકર છે.

(૬) કાન્હડદેએ સુલતાનના લશ્કરને આ રીતે શેહ આપી, એથી સુલતાને બીજી કમાલુદ્દીન ગુર્ગની સરદારી નીચે મોટી સેના મોકલાવી, જેણે કાન્હડદેને હરાવીને માર્યો અને એનાં તમામ સગાંની કતલ કરી—આ પ્રકારનું વર્ણન મુસ્લિમ તવારિખો આપે છે. એમાં હકીકતની વિકૃતિ ભારોભાર છે.

આ પ્રમાણે તદ્દન જુદા દૃષ્ટિબિંદુથી—અલાઉદ્દીનની પ્રશસ્તિના હેતુને દૃષ્ટિ સમક્ષ રાખીને લખાયેલા મુસ્લિમ તવારિખગ્રંથોમાં પણ સમિયાણાના સાંતલદેવને અને જાલોરના કાન્હડદેને અલાઉદ્દીન સાથે જબરી લડાઈઓ થઈ, અને વર્ષો સુધી એમણે મુસ્લિમ સેનાને મચક ન આપી એવું વર્ણન કર્યું છે. વસ્તુતઃ આ તવારિખો कान्हडदे प्रबन्धनी મહત્ત્વની ઐતિહાસિક હકીકતોનું સમર્થન કરે છે.

कान्हडदे प्रबन्ध ની ઐતિહાસિક હકીકતોને રાજસ્થાની ઐતિહાસિક તવારિખો સંપૂર્ણપણે ટેકો આપે છે. આશરે ત્રણસો વર્ષ ઉપર રચાયેલી મુહણોત નેણસીની ख्यात માં 'કાન્હડદે પ્રબન્ધ'ની મુખ્ય મુખ્ય બધી ઐતિહાસિક વીગતોનું સમર્થન છે.

कान्हडदे प्रबन्ध ના પહેલા ખંડમાં કાન્હડદેના રાજપૂત સરદારોએ બાદશાહી લશ્કરની મુલાકાત લીધી તે આખો પ્રસંગ 'ખ્યાતે' યથાસ્થિત વર્ણવ્યો છે.[૩૭] એજ પ્રમાણે કાન્હડદેના અવસાનની તિથિ (સંવત ૧૩૬૮ ના વૈશાખ શુદ ૫ ને બુધવાર) તેમજ વીરમદેનું અવસાન થયા પછી એનું મસ્તક દિલ્હી લઇ જવામાં આવ્યું, જેની સાથે

૩૭. જુઓ : 'मुहणोत नैणसी की ख्यात' भाग १, (ઈ. સ. १९२६), પૃ. १५८-१५९.

બાદશાહની કુંવરી સતી થઈ—એ સર્વ હકીકત પણ ખ્યાત માં એજ રૂપે મળે છે.[૩૮]

આમ બધા મહત્ત્વના સમકાલીન ઇતિહાસગ્રંથો કાન્હડદે પ્રબન્ધની ઐતિહાસિક વીગતોને પ્રમાણિત કરે છે.

## ૬

આ કાવ્યનું સ્વરૂપ 'પ્રબન્ધ'નું છે. કેટલીક હસ્તપ્રતોમાં એને 'રાસા', 'પવાડુ' કે 'ચઉપઈ'નું નામ પણ આપ્યું છે; પરંતુ કવિએ કાવ્યમાં જ સ્પષ્ટપણે એનો પ્રબન્ધ તરીકે ઉલ્લેખ કર્યો છે.

સંસ્કૃતમાં સાહિત્યપ્રકાર તરીકે 'પ્રબન્ધ'નું સ્વરૂપ સુનિશ્ચિત રીતે નિબદ્ધ થયું નથી. સંસ્કૃત સાહિત્યકૃતિઓમાં પ્રબન્ધનો અર્થ કેવળ સુસંકલિત, વ્યવસ્થિત સાહિત્યરચના એટલો જ છે.[૩૯] કાલિદાસે 'માલવિકાગ્નિમિત્ર'ના પ્રારંભના પ્રાસ્તાવિક ભાગમાં 'પ્રબન્ધ'નો અર્થ 'કાવ્યનાટકાદિક રચના' એવો કર્યો છે.[૪૦] પ્રતિપદશ્લેષમયી કથા વાસવદત્તાના પ્રણેતા સુબન્ધુએ 'કથાત્મક રચના'ને માટે પ્રબન્ધ શબ્દનો પ્રયોગ કર્યો છે.[૪૧]

વિક્રમના તેરમા–ચૌદમા શતક સુધીમાં પ્રબન્ધનું સ્વરૂપ સુનિશ્ચિત-

---

૩૮. જુઓ : એજ, પૃ. ૧૬૩.

૩૯. સરખાવો : 'अयुज्झितार्थसंबन्धः प्रबन्धो दुरुदाहरः ।' (टीका : दुरुदाहरः = दुर्वचः)—शिशुपालवध २–७३.

૪૦. સરખાવો : 'प्रथितयशसां भाससौमिल्लकविपुत्रादीनां प्रबन्धानतिक्रम्य वर्तमानकवेः कालिदासस्यक्रियायां कथं परिषदो बहुमानः । (टीका–प्रबन्धान = रूपकाणि)—मालविकाग्निमित्र, अङ्क १.

૪૧. સરખાવો : 'प्रत्यक्षरश्लेषमयप्रपञ्चविन्यास वैदग्ध्यनिधिं प्रबन्धं ...चक्रे सुबन्धुः ।'—सुबन्धुरचित वासवदत्ता.

પણે બંધાઈ ચૂક્યું છે. એ યુગના બધા પ્રબન્ધ 'ઐતિહાસિક ચારિત્રાત્મક રચના', અથવા ટૂંકામાં કહીએ તો 'ઐતિહાસિક વાર્તા'ના સ્વરૂપના છે

બલ્લાળનો સુપ્રસિદ્ધ भोजप्रबन्ध, कुमारपालप्रबन्ध, મેરુતુંગનો प्रबन्धचिन्तामणि, રાજશેખરસૂરિનો चतुर्विंशतिप्रबन्ध આદિ સર્વ પ્રબન્ધો ઐતિહાસિક ચરિત્ર કે ઐતિહાસિક કથાપ્રસંગના સ્વરૂપના છે. એમાનાં कुमारपालप्रबन्ध જેવા પ્રબન્ધો પદ્યમાં રચાયા છે, તો મેરુતુંગ અને રાજશેખરસૂરિના પ્રબન્ધસંગ્રહો ગદ્યમાં છે, તો भोजप्रबन्ध જેવા ગદ્ય-પદ્ય મિશ્રિત છે. આમાંથી કેટલાકમાં એક જ ઐતિહાસિક વ્યક્તિનું ચરિત્ર સુસંકલિત રીતે વીગતે આલેખવામાં આવ્યું છે; તો प्रबन्ध-चिन्तामणि કે चतुर्विंशतिप्रबन्धમાં ભિન્ન ભિન્ન ઐતિહાસિક વ્યક્તિઓના પ્રસંગોનું ટૂંકાણમાં નિરૂપણ થયું છે.

પ્રાચીન ગુજરાતના બે સુવિખ્યાત પ્રબન્ધો પદ્મનાભરચિત कान्हडदेप्रबन्ध (સં. ૧૫૧૨), અને લાવણ્યસમયસૂરિનિર્મિત विमलप्रबन्ध (સં. ૧૫૬૮) સળંગ, સુબદ્ધ ઐતિહાસિક ચરિત્રાત્મક રચનાઓ છે.[૪૨] એમનું સ્વરૂપ ઐતિહાસિક 'રાસા'નું કે બૃહત વીરરસકાવ્ય ('એપિક')નું છે. આ પ્રકારની કૃતિઓમાં कान्हडदे प्रबन्धनुं સ્થાન સર્વોપરિ છે.

એનો ઉદાત્તવીરરસભરિત વિષય, એનો વેગવંત ધસતો કથાપ્રવાહ, એનું સુરેખ જોશીલું પાત્રનિરૂપણ, એનું વસ્તુસંકલનાનું કૌશલ, એની અનુપમ રસનિષ્પત્તિ, અને મનોહારિણી દીપ્તિમંત શૈલી—એનાં સર્વ અંગઉપાંગ એકસરખાં મનોહર છે.

*

कान्हडदे प्रबन्धના કથાપ્રવાહનું—એના વસ્તુનું–આપણે સવિસ્તર અવલોકન કરી ગયા. એનો ધોધબંધ વહેતો પ્રવાહ, એની ઓજસ્વિતા અને દીપ્તિ, એની સુબદ્ધ સંકલના મધ્યકાલીન કવિતામાં અનોખાં છે. પણ એથી યે સુંદર અને ચેતોહારી છે એનાં વર્ણનો અને

૪૨. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં કેટલીક રચનાઓને પ્રબન્ધનુ નામ-આપવામાં આવ્યું છે, જો કે એ વસ્તુતઃ અદ્ભુત-શૃંગારની કથાઓ જ છે.

પાત્રોનાં આલેખનો. પદ્મનાભે કરેલાં ઉત્સવોનાં, નગરોનાં, યુદ્ધનાં વર્ણનોમાં અસાધારણ સુન્દરતા અને તાદૃશતા છે. વીરરસભરિત ધીરગંભીર કથાપટમાં એથી અતીવ સુન્દર કલાસ્વસ્તિકો રચાય છે, એટલું જ નહીં પણ એથી એ યુગનો સમાજ, એની રહેણીકરણી, એના જીવનઆદર્શો, એની નિર્બળતાઓ, એ સર્વ ઉપર વેધક પ્રકાશ પડે છે.

*

कान्हडदे प्रबन्धની વસ્તુસંકલનાથી પણ ચઢિયાતુ એનું પાત્રનિરૂપણ છે. મધ્યકાલીન કવિઓમાં પદ્મનાભનું પાત્રનિરૂપણ, એની રસભરિત વાસ્તવદર્શિતાને કારણે અને મુખ્ય પાત્રોમાં ધબકતાં ચેતન અને સુરેખ વ્યક્તિમત્તાને કારણે જુદી જ ભાત પાડે છે. રાજનીતિમાં પ્રવીણ, સદાચારી, ઇન્દ્ર સમો રાજરિદ્ધિવાળો; અશ્વિનીકુમાર સમ રૂપવંત, ન્યાયી, અતિ ધીરવીર કાન્હડદે; વડિલ બંધુ કાન્હડદે ઉપર અત્યંત પ્રીતિવાળો, અતિ સાહસી, યુદ્ધકુશલ, મતિમંત માલદે; રૂપવેશમાં કાન્હકુંવર (= કામદેવ) સમ લીલાવિલાસ, પુનમના મયંક સમ મનોહર, જયવંત, ટેકીલો વીરમદે; મહાબળવાન, ગૌરવશાળી, શાંતથ; અન્નપ્રતિજ્ઞા લઈને પોતાના ખોબા જેટલા લશ્કર સાથે મુસલમાનોની વિરાટ સેના ઉપર તૂટી પડીને આત્મસમર્પણ કરનાર બતડ; કે એક જ ખાંડાને ઘાએ શીંગાળા પાડાના બે કકડા કરનાર લખણ સેલગ— એ સર્વ રાજપૂત વીરોનું આલેખન ખૂબ પ્રાણવંત, અને એમના નિરનિરાળા વ્યક્તિત્વની રેખાઓ ઉપસાવતું થયું છે. એવું જ સ્પષ્ટ રેખાઓવાળું જીવંત આલેખન પાદશાહ અલાઉદ્દીન અને ઉલુઘખાન

દા. ત. ગણપતિનો 'माधवानल–कामकन्दला प्रबन्ध' (સં. ૧૫૭૪) અને ભીમનો 'सदयवत्सवीर प्रबन्ध) (સં. ૧૪૬૬) આ કૃતિઓ વસ્તુતયા ઐતિહાસિક પ્રબન્ધો નથી; એમના સુબદ્ધ સ્વરૂપને અનુલક્ષીને જ એમને પ્રબન્ધનું નામ આપવામાં આવ્યું છે. જુઓ : ડૉ. મંજુલાલ ર. મજમુદાર, 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો', ૧૯૫૪, પૃ. ૮૯–૯૫.

જેવા સરદારોનું છે. બળવાન પરંતુ તોરી અને શેખીખોર સરદાર ઉલુઘખાન, વિચક્ષણ સમર્થ, યુદ્ધકલા-વિશારદ સેનાનાયક પાદશાહ અલાઉદ્દીનના આલેખનમાં કવિએ ઘણું કૌશલ બતાવ્યું છે. સ્ત્રીપાત્રોનું નિરૂપણ પણ આ વીરરસ કાવ્યમાં શક્ય એટલી સૂક્ષ્મતાથી કર્યું છે. એમાં યે ઉદાત્ત, સમર્પણશીલ સાંતલ અને કાન્હડદેની રાણીઓ કરતાં પાદશાહની આસમાની ખવાસની કુંવરી સીતાઈ ( પીરોજા )નું રગભર આલેખન અત્યંત કોમળ અને ચેતોહારી બન્યું છે.

સોમચંદ્ર વ્યાસ, હીરાદે જેવાં ગૌણ પાત્રો અને ભાઈલુ કે વીકો સેજવાલ જેવા ખલ પાત્રોનાં આલેખનમાં પણ કવિએ એટલું જ સામર્થ્ય, અને પ્રતીતિકરતા દર્શાવ્યાં છે. આમ પાત્રનિરૂપણના કૌશલમાં कान्हडदे प्रबन्ध મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ સિદ્ધિ પ્રગટ કરે છે.[૪૩]

પદ્મનાભની શૈલી સામાન્યરીતે તેજસ્વિની, પ્રભાવભરી, સુદૃઢ છે.[૪૪] એ કૂચનાં વર્ણનમાં વેગવતી, યુદ્ધનાં વર્ણનમાં પ્રૌઢ અને ઓજસ્વિની, બાનોનાં આક્રન્દમાં શોકઘેરી, પુણ્યપ્રશંસામાં મંદ-પ્રશાંત, ધર્મવિધ્વંસના નિરૂપણમાં રુદ્ર આવેશભરી, ધોળગીતમાં લલિતકોમળ, અને પીરોજાનાં ગીતોમાં[૪૫] સુકુમાર ગંભીર—એમ યથાપ્રસંગ સમુચિત સ્વરૂપ ધારે છે. એથી જ આ પ્રબન્ધમાંના ક્ષાત્રતેજે ઝળ-

૪૩. સરખાવો : "He ( Padmanabha ) is perhaps the only one of the many writers of the period who has handled characters and events so well and truly." —K. M. Munshi, 'Gujarat & Its Literature', (1935) p. 110.

૪૪. સરખાવો : દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध, ર૭ આવૃત્તિ; નરસિંહરાવનું પુરોવચન, પૃ. ૫૯.

૪૫. જુઓ : कान्हडदे प्रबन्ध ખંડ ૩–શ્લોક ર૩ર–ર૩૫; ખંડ ૪–શ્લોક ૩ર૬–૩ર૯.

ઊળતા વીરરસનાં કે કુંવરી પીરોજાને અવલંબીને આલેખાયેલા વિપ્રલંભશૃંગારનાં સુંદર ચિત્રોની જોડ જડવી આપણા સમગ્ર મધ્યકાલીન સાહિત્યમાં મુશ્કેલ છે.૪૬

*

"પ્રબન્ધમાં પ્રધાનરસ વીરરસ છે. એના સંયોગમાં પોષકરૂપે અથવા અનુષંગરૂપે અદ્ભુત, રૌદ્ર, વિપ્રલંભશૃંગાર, કરુણ —એ રસ કથાની મંદિરરચનામાં મીનાકારી જેવી કલાઘટના કરીને આપણને ચમત્કાર આપે છે. ....,યુદ્ધનાં વર્ણનોમાં વીરરસની ખૂબી વિશેષ દીપ્તિમતી જોઈએ છીએ. અદ્ભુતરસના સ્વપ્નમાં ગંગા અને ગૌરીનાં દર્શન, અન્ય સ્વપ્નો, ભાવિ સૂચનો, વગેરે પ્રસંગો નજરે પડે છે...........રૌદ્ર રસના પ્રસંગ અલ્પ અને છૂટક છૂટક વપરાયેલા છે......

વિપ્રલંભ શૃંગાર અને કરુણરસ એકબીજાને પોતાના રંગનો પાસ દે છે. ત્રીજા ખંડના કુંવરી પીરોજાના વિલાપ ગીતમાં વર્ણિત આક્રન્દમાં વિપ્રલંભશૃંગાર સાથે રહેલો કરુણભાવ એને પોષણ આપે છે.....ચોથા ખંડમાં જમહરમાં પ્રવેશ કરતી વીરમની રાણીઓના ગીતમાં સુંદર, સાદી, સંયમયુક્ત વાણીમાં કરુણભાવ દર્શાવ્યા છે. અહીં ઉદ્દામ વહેતો કરુણરસનો ઊભરો નથી; પરંતુ સંપ્રદાય અનુસાર જોહર પ્રવેશ કરતી વીર રજપૂતાણીઓનો સંયમનિબદ્ધ કરુણરસ છે.....છેલ્લે પીરોજાના વિલાપગીતનો કરુણરસ સાદી, સીધી વાણીવડે પ્રેમનો ઉદ્રેક સવિશેષ બતાવે છે."૪૭

*

આ અતિ વેગવંત વહેતા કાવ્યબંધને અલંકાર આદિ સુશો-

૪૬. સરખાવો : વિજયરાય વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', ૧૯૪૩, પૃ. ૪૬.

૪૭. જુઓ : નરસિંહરાવનું પુરોવચન, (દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध, ૨૭ આવૃત્તિ), પૃ. ૧૯–૨૪.

ભનોની લેશમાત્ર આવશ્યકતા નથી. કાવ્યમાં આવતાં યુદ્ધ, નગર, ઉત્સવાદિનાં ભાતીગળ વર્ણનોથી, અને પાત્રપ્રસંગનાં તાદશ આલેખનોથી જ કથાપટ ભરચક ભરાઈ જાય છે. છતાં ક્વચિત્, કવિએ પોતાના કથયિતવ્યને ભાર અર્પવાને ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા જેવા અલંકારોનો પ્રસંગોપાત્ત વિનિયોગ કર્યો છે.

કાવ્યમાં કવિએ યથાસ્થાન દૂહા, ચોપાઈ, પવાડુ અને ગીતના ઢાળ યોજ્યા છે.૪૮ કાવ્યનો મુખ્ય બંધ ચોપાઇ અને પવાડુ છંદોથી બંધાયો છે.

સામાન્ય રીતે કવિ ચાલુ કથાપ્રસંગના પ્રવાહી વર્ણન માટે 'ચઉપઇ' બંધ (૧૫ માત્રાનાં ચાર ચરણ), અને યુદ્ધનાં વેગવંત વર્ણનો માટે 'પવાડુ' છંદ (૨૭ કે ૨૮ માત્રા નાં બે ચરણો; સ્વરૂપ ચોપાઈ—ચોપાયાને મળતું) પસંદ કરે છે. દૂહાનો ઉપયોગ અત્યંત મર્યાદિત છે. કોઈક મહત્ત્વનો વિચાર, સૂક્તિ કે સુભાષિતને પ્રસ્તુત સંદર્ભમાંથી જુદી પાડીને ઉપસાવવાને માટે કવિએ બહુધા દૂહાનો ઉપયોગ કર્યો છે. કવિએ ગીતોની રચના વૈવિધ્ય માટે, ઉપચીયમાન ભાવ કે રસના સવિશેષ પરિપોષ અર્થે અને કાવ્યમાં રંગીન તત્ત્વ આણવાને કરી છે. કાવ્યમાં વપરાયેલા બધા છંદ કે ઢાળ તે તે વર્ણ્યમાન પ્રસંગાદિકને સર્વથા અનુરૂપ છે.

૭

'કાન્હડદે પ્રબંધ'માં તત્કાલીન સામાજિક જીવનનાં કેટલાંક સુરેખ ચિત્રો મળે છે.

ગુજરાત અને મારવાડ ત્યારે—ઇસવીસનના તેરમા સૈકાના અંત ભાગ સુધીમાં, સમૃદ્ધ હતાં. ઉત્તર ભારતના જેટલા વિદેશી આક્રમણોના ફટકા સહેવાનો હજી એમને પ્રસંગ આવ્યો નહોતો. ગુજરાતનાં મોટાં મોટાં નગરોમાં, ખાસ કરીને તો સાગરપટ્ટીનાં નગરોમાં, સોના

૪૮. સરખાવો : 'च्यारि षड जिस्यां नवनीत, दूहा चउपई मधुरां गीत'—कान्हडदे प्रबन्ध, ખંડ ૪–૩૪૨.

રૂપાં અને રેશમી વસ્ત્રોની છાકમ છોળ હતી. સમૃદ્ધ અને શાંત ગુજરાતમાં ધાર્મિકતાનું વાતાવરણ પ્રસરેલું હતું—સર્વત્ર યજ્ઞયાગાદિક થતા, દેવપૂજા થતી, વિપ્રોને દાન અપાતાં, શ્રુતિસ્મૃતિ પુરાણાદિકની આલોચના થતી, તીર્થયાત્રાઓ કરવામાં આવતી.

નવકોટિ મારવાડની ભૂમિ પણ એવી જ સમૃદ્ધ હતી. સૌનાં ઘર ધનધાન્ય અને જરિયાન વસ્ત્રોથી સભર હતાં.

સૌ નગરમાં જાલોરનું વર્ણન કવિએ ઉમંગથી કર્યું છે. એ ઉપરથી એ વખતનાં શ્રેષ્ઠ અને સમૃદ્ધ નગરો કેવાં હશે એનો આપણને ખ્યાલ આવે છે.

જાલોર નગરની રચના અસાધારણ સુંદર વિન્યાસવાળી હતી.

એમાં સુરમ્ય પ્રવેશવાળાં, સપ્તકોણ ધવલગૃહવાળાં, માળી અટારીથી શોભતાં ઘરો હતાં.

જાલોરમાં ઘણાં ચોટાં હતાં, અને અનેક ચોક હતા, જ્યાં ઉત્સવો થતા. પહોળા રસ્તાવાળાં બજારો હતાં. એમાં અનેક ચૂનાથી ધોળેલાં સ્વચ્છ હાટ હતાં. ચૌટાંઓમાં હૈયે હૈયું દળાય એટલી ભીડ થઇ રહેતી. ચૌટામાં ઘેરી છાયાવાળાં વૃક્ષો હતાં.

નગરમાં આશાપુરા આદ્યશક્તિનાં, બ્રહ્માનાં, ગણપતિનાં—અને કૃષ્ણનાં વિશાળ અને ઉન્નત મંદિરો હતાં એમના કળશો ઉપર ધજાઓ ફરફરતી, મંદિરોમાં આઠે પહોર પૂજા થતી. જેમાં સોમનાથનું લિંગ સ્થાપ્યું હતું એ મંદિરમાં તો ભગવાન સોમનાથની નિત્ય પંચામૃત સ્નાન અને ષોડશોપચાર વડે પૂજા થતી. સૌ નિસ નવનવી શોભા કરવામાં આવતી.

સર્વ મંદિરોમાં અવારનવાર ભવાઈ (ત્રાત્ર) થતી—નટો નૃત્યનાટકાદિક ભજવતા. મંદિરોમાં દેવનો પુષ્કળ મહિમા હતો. દેવની પધરામણી મોટા મહોત્સવ સાથે થતી.

નગરમાં મોટાં જિનમંદિરો હતાં અને અનેક વસહિકા અને પોસાળો હતી.

ગઢ ઉપર વિશાળ જળાશયો હતાં, જેમાં ઊંડી ઝાલર વાવ, માંડહીની વાવ, સાહણવાવ, રાણીવાવ, નટરખ વાવ વગેરે વાવો અને જાબાલિકુંડ જેવા કુંડો હતા. ગઢમાં સુંદર તળાવ, ભોલ તળાવ જેવાં તળાવો હતાં. ત્યાં પાણીની અનેક પરબો અને અન્નક્ષેત્રો હતાં. લોકો પર્વસ્નાનનો મોટો મહિમા ગણતા.

એના ગઢને અનેક ગગનચુંબી કોશીશાં, બુરજો, કોઠા, જુદી જુદી પોળો (= દરવાજા), અને ઊંચાં ત્રિકલસાં હતાં, જ્યાં રાજા સભા ભરીને બેસતો. (૨–૧૧૭). ગઢને ફરતી ચોકીઓ હતી. ગઢની વાડીમાં મનોહર વૃક્ષો ઝૂકી રહેતાં.

સરઅવસરે ગઢને શણગારવામાં આવતો. મેઘવર્ણાં નીલ પટોળાં કોઠે કોઠે ભીંતે લટકાવાતાં, અને ઉપર મોતીની ઝાલરવાળા રત્નજડિત ચંદરવા બંધાતા. કોશીશાં (कपिशीर्ष) ઉપર દીપમાળા પ્રગટાવવામાં આવતી. કોઠે કોઠે ગીતનૃત્યના સમારંભો ચાલતા. ત્રિકલશા ઉપર રાજ્યધ્વજ ફરફરતો. ત્રિકૂટ પર્વત ઉપર આવેલી સુવર્ણનગરી લંકા સમો જાલોરનો ગઢ શોભી રહેતો.

રાજાનું સભાગૃહ પણ અપ્રતિમ સુંદરતાવાળું હતું. એના સુખડના ગોખ, મલયાગર લાકડાની જાળી, કૃષ્ણાગુરુની નાજુક સ્તંભિકાઓ, મણિજડિત સ્ફટિકસમ ભૂમિતલ—સર્વ એને અનેરી શોભા અર્પતા. એમાં વચ્ચે સિંહાસન માંડવામાં આવતું. એની ભીંતોએ નીલવર્ણા ચાકળા અને ઉપર ચંદરવા બંધાતા. સભામાં પુષ્પોના પ્રકર પથરાતા. પંચ વાજિંત્ર વાગતાં. નર્તકીઓ નૃત્ય કરતી. રાજાના શિર ઉપર પંચવર્ણ છત્ર ધરાતાં, અને બંને બાજુએ ચામર ઢોળાતાં. અમાત્ય, પ્રધાન, સામંત, માંડલિકો અને રાજ્યાધિકારીઓ સભામાં યથાસ્થાન બેસતા.

જાલોર નગરમાં ઉત્તમ વર્ણનો વાસ હતો. અઢારે વર્ણ ત્યાં વસતા હતા. વેપારી વાણિયાઓ ન્યાયપુરઃસર વેપાર કરતા.

દેશાવરમાં એમનો વ્યવસાય ચાલતો. દેશપરદેશની અનેકાનેક વસ્તુઓ બજારમાં વેચાતી. એ વાણિયાઓમાં કોઈ વીસા હતા, કોઈ દશા હતા, કોઈ શ્રાવક હતા, કોઈ માહેશ્વરી (મેશ્રી) હતા. વ્યવસાયે કોઈ ફડિયા હતા, કોઇ દોશી હતા, કોઈ ઝવેરી હતા. કોઈ નેસ્તી (ગાંધી) હતા. નગરની માંડવીએ સરસ બજાર મંડાતું.

નગરમાં નાણાવટી, કસારા, ઘડયા ઘાટ વેચનારા, લોહટીઆ (ધાતુકામ કરનાર), કાગળ, કાપડ, હથિયારના વેપારીઓ, કંદોઈઓ ઘોડાના માદાગરો વસતા હતા. જેને જે જોઈએ એ ચીજવસ્તુ નગરના બજારમાં મળી રહેતી.

નગરમાં ઘાંચી, મોચી, દરજી, સુથાર, ગાંચી, છીપા, તેરમા વગેરે વ્યવસાયી (= વસવાયાં, કારીગર) વર્ગ હતો.

એ કાળે ભિન્નમાળ જેવાં કેટલાંક નગરોમાં બ્રાહ્મણોનું પ્રાધાન્ય હતું. એવી નગરીઓને બ્રહ્મપુરી કહેતા. બ્રાહ્મણો અતિ પવિત્ર સારસ્વત જીવન ગાળતા. અંગ સહિત ચારે વેદ એમને કંઠસ્થ હતા. ચૌદ વિદ્યા અને અઢારે પુરાણો, આયુર્વેદ, ભરતનાટય, જ્યોતિષ, પિંગળ આદિ શાસ્ત્રો અને ગાયન, વાદન, અભિનયનકળા, આદિ વિદ્યાઓનું પરિશીલન કરતા. બ્રાહ્મણનાં નિત્ય ષટ્ કર્મ કદી ચૂકતા નહીં. જળાશયમાં સ્નાન કરીને આવતા ત્યારે એમની સાથે શિષ્યો વેદ મંત્રનો ઘોષ કરતા પાછળ ચાલતા હતા. ઋષિઓ સમા, પૃથ્વી ઉપરના દેવ જેવા આ બ્રાહ્મણોનું દર્શન પણ પાવનકારી હતું. (ખંડ ૩–શ્લોક ૨૩–૨૮)

રાજપૂતો શૂરવીર, ઉદાર, સચ્ચરિત્ર, પરનારીસહોદર, પોતાના સ્વામીનું પ્રાણાંતે પણ કાર્ય સિદ્ધ કરનાર, યુદ્ધકુશળ, સંગ્રામમાં મહાસમર્થ હતા. ક્વચિત્ કોઈક રાજપૂત મદિપા જેવો કાયર, કે વીકા જેવો નિમકહરામ, કે કર્ણદેવ જેવો વિષયી અને અવિચારી પણ નીકળતો. પણ સામાન્યતયા, રાજપૂતો નીતિમાન, શૂરવીર અને ધર્મપ્રતિપાલક હતા. હારીને શરણે જવા કરતાં કેસરિયાં કરવાનું તેઓ હંમેશાં પસંદ કરતા.

રાજમહેલમાં અનેક રાજસેવકો પોતપોતાને સોંપેલાં કામોમાં તત્પર રહેતા. એમાં શ્રીગરણા, વઇગિરણા, સાણુહિના, નગર તલાર, પુરોહિત, મસાહણી જેવા અધિકારીઓ હતા, તો ભંડારી, કોઠારી, પાણી ભરનારા, દરવાનો, રસોઇયા, દાસદાસી આદિ રાજમહેલના પરિચારકો હતા. એ સૌને ગામ ગરાસ કે ઘટતાં વર્ષાસન મળતાં હતાં.

નગરના વૈશ્યો, વેપારીઓ પણ સમર્થ અને દેશદાઝવાળા હતા. જાલોર ગઢમાં ખાધા ખોરાકી અને અન્ય સામગ્રી ખૂટી પડી ત્યારે કૂડિયા, ઘી તેલના વેપારીઓ, દોશી, લાકડાંના વેપારીઓ, ગોળના વેપારી સૌને મળીને કાન્હડદેની પાસે જઈને વિનંતી કરીકે પોતે અઘો સરસામાન વર્ષો સુધી પૂરશે, માટે લડાઈ બંધ કરવી નહીં.

જીતની વધામણી આપવાને ચપળ, વેગવંત સાંઢણી ઉપર રબારી-જતો. સતત અશાન્તિના એ દિવસોમાં વિજય મોટા ઉત્સવનું કારણ બનતો. નગરજનો વિજયનો મોટો ઉત્સવ ઉજવતા ત્યારે મદનભેરી અને ભૂંગળો વાગી રહેતી રાજમાર્ગો ઉપર સર્વત્ર તરિયા તોરણો બંધાતાં અને ગૂડીઓ (=નાની ધજાઓ) ફરફરી રહેતી; વિજયી રાજાના માર્ગમાં નવાં ચીર પથરાતાં અને ફૂલો વેરાતાં અને સુગંધિદ્રવ્યો છંટાતાં; સ્થળે સ્થળે રાસ રમાતા અને સંગીતનાટકના સમારંભો (પેષણાં) આરંભાતા. આવા સમારંભોમાં પંચશબ્દ વાજિત્રો વાગતાં, નાટકનાં પાત્રો મનોહર ગીતસંગીત કરતાં. વધામણીને અવસરે સુવાસણ નગરનારીઓ નવરંગ સાડીઓ પહેરીને, હારનિગોદર ખેરખા નૂપુર આદિ સર્વ અલંકાર સજીને, સુવર્ણના થાળમાં મોતીનો સ્વસ્તિક રચીને એમાં કુંકુમ રાખીને રાજાને કુંકુમતિલક કરીને વધાવતી અને 'રાજા અને અન્ય વિજયી વીરોનાં ઓવારણાં લેતી.

લગ્ન વિધિના બે એક ઉલ્લેખો કાવ્યમાં મળે છે. એ ઉપરથી જણાય છે કે એ કાળે પણ પ્રારંભમાં માગું લઈને આપ્તવર્ગના કોઈ સંમાન્ય પુરુષને મોકલવાનો રિવાજ હતો. અન્ય લગ્નવિધિઓ—માહ્યરામાં

બેસવું, હાથેવાળો મેળવવો (=પાણિગ્રહણ કરવું), આદિ—બરાબર આજના જેવીજ હશે. જો કે પ્રબંધમાં વર્ણન મળતું નથી, છતાં આ રાજકુલોમાં પ્રથમ ખાંડાં સાથે ફેરા ફેરવવામાં આવતા હશે, અને પછીથી રાજકન્યા સાસરે આવ્યા પછી હસ્તમેળાપ અને ચોરી આદિ લગ્નવિધિઓ થતી હશે એમ કલ્પી શકાય છે.

અંત્યેષ્ટિ વિધિઓનું નિદર્શન પણ 'કાન્હડદે પ્રબન્ધ' માં સૂચવાયું છે. રાજકુટુંબોમાં અને સમાજના ઉચ્ચતર વર્ગોમાં અંતકાળે દાન આપવાની પ્રથા હતી. એ રીતે આસન્નમૃત્યુ કાન્હડદેએ પોતાની સમગ્ર ઘોડાશાળના ઘોડાઓનું રાજપુરોહિતને દાન કરી દીધું હતું. રાજાના મૃત્યુ પછી એની શબવાહિની રાજપુરોહિત ઉપાડતો. રાણીઓ પતિ કેસરિયાં કરતાં પહેલાં જ જૌહર કરતી, કે પછીથી પતિનું મસ્તક ખોળામાં લઈ સતી થતી.

એ યુગનું જમણ પણ કૌતુક ઉપજાવે એવું છે. કાન્હડદેના ભોજનનું વર્ણન કરતાં કવિએ એ સમયનાં મિષ્ટાન્નો અને અન્ય વાનીઓ ગણાવ્યાં છે. સુંવાળી સેવ, ગળ્યા લાડુ, મોટી પાતળી રોટલીઓ, તળેલા પાપડ, કડક ખાજાં, અંદર વડી નાંખેલાં શાક, કપૂરવાસિત કૂર (=ભાતની એક વાની), તળેલી પાપડી, પંચધાર લાપસી, અને કંસાર ઇત્યાદિ અઢાર પ્રકારની રસોઈ અને ઉપર ચોસલાં પડે એવું દહીં—એ કાન્હડદેનું નિત્યનું ભોજન હતું. જમીને તાંબૂલવાહક (થઈઆત) કપૂરમિશ્રિત પાનબીડાં રાજાને આપતો. પછી રાજા સુગંધિદ્રવ્યો હાથે ચોળતો. સમાજના ઉપલા વર્ગોની જમણપદ્ધતિ ત્યારે ઉપર વર્ણવી એ પ્રકારની હશે એવું સહેજે અનુમાન થાય છે. આ સંસ્કારી હિંદુ ભોજન પ્રણાલીને 'રાંધ્યાં ધાન ચાલતા ખાઈ' એવા મુસલમાનો સાથે સરખાવવાનો કવિનો ઉદ્દેશ હશે એમ જણાય છે.

પદ્મનાભે એ સમયની પાપપુણ્યની માન્યતાઓનું વીગતવાર નિરૂપણ 'કાન્હડદે પ્રબન્ધ' માં યથાપ્રસંગ ગૂંથી લીધું છે. એ ઉપરથી

એ યુગનાં જીવનમૂલ્યોનો આપણને કાંઈક ખ્યાલ આવે છે. ખોટી સાક્ષી પૂરવી, કોઇના ઉપર ખોટાં આળ ચડાવવાં, માની પાસેથી સ્તનંધય શિશુઓને ઝૂંટવી લેવાં, ગાયનાં ગોચરની જમીન ખેડી નાંખવી, કોઈની મિલકતોના હક ડૂબાવવા, જંગલમાં જઈને ઝાડેથી મધ પાડવું, ખેડેલાં ખેતરોમાંથી સોંસરી વાટ પાડવી, માબાપની આજ્ઞા ન માનવી, શાસ્ત્રાજ્ઞાનો લોપ કરવો, એકાદશી આદિ વ્રતો તોડવાં, અવસરે બ્રાહ્મણોને દાન ન આપવાં, કુલાચારનો લોપ કરવો, કોઈના ઘાસની ગંજીઓ સળગાવી દેવી, અતિથિનો અનાદર કરવો, તૃષાતુરને પાણી ન પાવું, પરનારી ગમન કરવું, પંચ પાતકો આચરવાં, પેટનાં છોકરાંને છેતરીને છાનાં ધાન ખાવાં, ભર્યાં સરોવરની પાળો ખોદી નાંખવી, પીપળો કાપવો, દેવમંદિર પડાવવાં, દેવમૂર્તિને પગ લગાડવો, મીઠું લાખ તલ વગેરેનો વેપાર કરવો, કન્યાવિક્રય કરવો, ગ્રહણસમયનાં દાન લેવાં, વિશ્વાસઘાત કરવો, સુપાત્ર જનનું અપમાન કરવું, પારકું ધન ઝૂંટવી લઈને પોતાનું ગુજરાન કરવું, યુદ્ધમાં અન્નદાતા માલિકને બંધનમાં રહેવા દઈને પોતે નાસી છૂટવું, અન્ય પ્રકારે સ્વામીદ્રોહ કરવો, સુરાપાન કરવું, બ્રહ્મહત્યા કરવી, કોઇને બંધનમાં નાખવાં, નીચસંગ કરવો, સોનું ચોરવું, દેવપૂજામાં પ્રમાદ કરવો, જીવદયાનું પાલન ન કરવું, વચનભંગ કરવો, લોકોની થાપણો ઓળવવી, કોઇને છાનાં વિષ દેવાં, આશા આપીને પછી લોકોને આશાભંગ કરવા, સપ્ત વ્યસન આચરવાં, પરનિંદા કરવી, દીનજન પ્રત્યે દયાભાવ ન રાખવો, અયોગ્ય રીતે લાંચ લેવી—આ સર્વ મધ્યકાળમાં પાતક ગણાતાં. આવાં પાપ કરનારને માથે ઈશ્વર અનેક પ્રકારનાં દુઃખો અને યાતનાઓ નાંખતો એમ મનાતું.

નિષ્પાપ પુણ્યશાળી માણસને આ સંસારમાં અનેક પ્રકારના સુખભોગ મળતા. અઢળક સંપત્તિ, વાહનસુખ, નિરોગી શરીર, મધુર આકૃતિ, સુંદર વસ્ત્રાભૂષણ, છત્રચામરનું ઐશ્વર્ય, રંગરાગ, સ્વજનસંયોગ, કુલવતી પત્ની અને પુત્ર પૌત્રાદિકનું સુખ, રાજમાન અને રાજ્યમાં

અધિકાર, વિદ્યા, ઉજ્જવલ યશ, મંગલ આચાર, સ્વસ્થ પ્રકૃતિ, બ્રાહ્મણોની આશિષ—આ સર્વ પુણ્યનું ફલ છે.

પૂર્વજન્મના સંસ્કારોને બળે કોઈક વ્યક્તિઓને ભૂત ભવિષ્યનું જ્ઞાન રહેતું એવી એ યુગમાં માન્યતા હતી. બાદશાહ કુંવરી સીતાઈ એનું ઉદાહરણ છે.

ઈશ્વરી શક્તિને પ્રસન્ન કરવાથી એ ભકતને પ્રત્યક્ષ થતી અને અદૃશ્ય સ્વરૂપે એને શત્રુદલમાં લઇ જઇ શકતી કે દુશ્મન સેના ઉપર અંગાર વર્ષાવતી એવી જનશ્રદ્ધા હતી. મંત્રજપથી કે યજ્ઞયાગાદિકથી મોઆ મેઘ વરસતા એમ લોકો માનતા. દેવતા આગળના યુગોમાં આપેલાં વરદાન પ્રમાણે અનુવર્તન કરતા એમ મનાતું.

*

'કાન્હડદે પ્રબન્ધ' એ પ્રધાનપણે વીરરસનું કાવ્ય છે. એમાં સ્થળે સ્થળે યુદ્ધનાં વર્ણનો છે, જે એ યુગની યુદ્ધની રીતરસમો ઉપર પુષ્કળ પ્રકાશ ફેંકે છે.

રાજપૂત યોદ્ધાઓ શૂરવીર, સબળ લડવૈયા ('ઝૂઝાર') અને નીતિથી લડનારા હતા. યુદ્ધ પ્રસંગે રાજા આસપાસના મિત્રરાજાઓને, ખંડિયાઓને અને સામંતોને પત્ર લખીને સહાયતાર્થે બોલાવતો. એના નિમંત્રણે આસપાસ બધેથી રાજપૂતો એકત્ર થઈને ટૂકડીઓ (મેલાવા)માં આવી પહોંચતા પછી યુદ્ધની તૈયારી (સજાઈ) થતી. સૌ યોદ્ધાઓને ઘોડા અને મનપસંદ આયુધો અને બખ્તરો આપવામાં આવતાં. ઘોડા ઉપર સાજ બખ્તર નાંખવામાં આવતાં. હાથીઓ ઉપર પાખર (= બખ્તર) નંખાતાં અને અંબાડી મુકાતી.

ગઢ ઉપર હુમલો થવાનો સંભવ હોય તો એમાં વર્ષો સુધી ચાલે એટલા ધાન્યના ભંડાર ભરી રાખવામાં આવતા, લશ્કરના ઘોડાઓ માટે મબલખ ઘાસચારાની જોગવાઈ કરી રાખવામાં આવતી, અને

ગઢના કોટ ઉપર પત્થર ગોળા આદિ ફેંકવાનાં ફારકી, ઢીકલી, નલીવાર વગેરે યંત્રો ગોઠવવામાં આવતાં અને કોઠે કોઠે અને દરવાજે દરવાજે ચોકીઓ મુકાતી. રાજપૂતો ગઢ ઉપરથી રાત્રે દુશ્મનો ઉપર અચાનક છાપો મારતા. દિવસે વળી ધસારો કરીને દુશ્મનોની સાથે હાથોહાથની ઝપાઝપીમાં આવી જતા રાત્રે ગઢ ઉપરથી દુશ્મન સેનામાં હવાઈઓ ફેંકાતી. ગઢ ઉપરનાં ઢીકુલી જેવાં યન્ત્રોમાંથી મોટા પત્થરો એટલા જોરથી ફેંકાતા કે હાથીઘોડા એની આડે આવે તો એ પણ તત્કાલ મરણ પામતા. એ જ રીતે મગરવી અને નિફાતમાંથી આગ વરસાવતા ગોળા ફેંકાતા.

કોઈ કોઇ વાર દુશ્મનોને ભ્રમમાં નાંખે એવા વ્યૂહો રચવામાં આવતા. રાત્રે એક તરફ સેંકડો મશાલો સળગાવીને રણવાદ્ય વગડાવવામાં આવતાં; પછી એ તરફ સામનો કરવાને જતા દુશ્મનો ઉપર બીજી બાજુથી અને પાછળથી સજ્જડ મારો ચલાવવામાં આવતો. આમ બધી બાજુએથી ભીડાયેલા દુશ્મનોના છકકા છૂટી જતા, અને એમનાં લશ્કરમાં ભંગાણુ પડતું. આવી વ્યૂહરચના કરીને પહેલા મોરચામાં કાન્હડદેએ ઉલુઘખાનને સજ્જડ હાર ખવરાવી હતી અને એના લશ્કરનું નિકંદન કાઢી નાખ્યું હતું. દુશ્મનો સાથે હાથોહાથની ઝપાઝપીમાં રાજપૂતો શત્રુદલના હાથી ઘોડા ગૂડી નાખતા, અને દુશ્મનોનો ઘાણ કાઢી નાંખતા. તુમુલ યુદ્ધ ખેલાતું હોય ત્યારે રાજા યુદ્ધમાં આગળ ધસેલા વીરને બિરદાવવાને પાછળથી શાબાશીના પોકાર કરતો.

યુદ્ધ શરૂ કરતાં પહેલાં દુશ્મનની છાવણીમાં દૂત મોકલાવવાની પ્રથા હતી. એ રીતે દૂત દ્વારા આક્રમણ કરનાર પ્રથમ વિષ્ટિનો પ્રયાસ કરતો. એમાં સફળતા ન મળે—સામો પક્ષ પોતાની શરતો માન્ય ન રાખે તો પછી યુદ્ધ ખેલાતું. અતિ સમર્થ પ્રધાનો કે સામંતો આ આ પ્રકારનું દૂત કાર્ય કરતા, અને બંને પક્ષો એમનું સન્માન કરતા.

આવા વિષ્ટિકારને દુશ્મનનું સૈન્ય જોવું હોય કે એના નગરમાં ફરવું હોય તો તેમ કરવાની સગવડ આપવાનો શિષ્ટાચાર પળાતો. રાજપૂતો જાતે તો દુશ્મન છાવણીને લૂટી લેતા અને એના મોટા મોટા સરદારોને કેદ પકડતા. પરંતુ યુદ્ધકેદીઓ સાથે એમનો વર્તાવ સભ્યતા ભરેલો રહેતો.

જ્યારે જીતવાની કોઈ જ શકયતા ન હોય ત્યારે દુશ્મનને શરણે જવા કરતાં રાજપૂતો કેસરિયાં કરવાનું પસંદ કરતા. પ્રથમ એમની સ્ત્રીઓ સ્નાન કરીને કીમતી વસ્ત્રાભૂષણો સજીને, સૂર્યને અર્ધ્ય આપીને, ચંદન કાષ્ટની ચિતા ઉપર ચડતી. આ વિધિને 'જમહર' (= यमगृह; )= જૌહર ) કહેતા. ગઢનું પતન થાય ત્યારે તો રાજરાણીઓની પછી વસતીની તમામ સ્ત્રીઓ જૌહર કરતી.

પછી રાજપૂતો પ્રથમ સોનારૂપાં અને જરઝવેરાત લઈ ઊંડાં પાણી વાળી વાવમાં નંખાવી દેતા, દુશ્મનને હાથે પોતાના ઘોડા ન પડે માટે પોતાની ઘોડાશાળાનો નાશ કરતા, અને પછી **કેસરિયાંની** તૈયારી કરતા. સ્નાન કરીને, વાળ સુકવીને, કંઠમાં તુલસીની માળા રાખીને શાલિગ્રામની પૂજા કરીને, મનમાં રામનું નામ જપતા શૂરા રાજપૂતો મરણિયા થઈને મુસલમાન લશ્કર ઉપર તૂટી પડતા, અને કારમું યુદ્ધ ખેલીને એકેએક કામ આવી જતા. આવા કેસરિયાં મધ્યકાળમાં રાજપૂત વીરોએ વારંવાર કર્યાં છે, પરંતુ શત્રુઓને શરણે જવાનું પસંદ કર્યું નથી.

*

પદ્મનાભે આ પ્રબંધમાં <u>મુસલમાનોની યુદ્ધકળાનું પણ</u> વીગતે ચિત્ર દોર્યું છે.

શત્રુઓની સામે ચડાઈ કરવી હોય ત્યારે પ્રથમ તો પાદશાહ પોતાની હકુમત તળેના રાયરાણા, સામંત સરદારો સૌને હલકારા મોકલીને પોતપોતાના મરતબા પ્રમાણેની ટુકડીઓ સાથે હાજર થવાનો

હુકમ કરતો. પાદશાહ પોતે મુખ્ય મુખ્ય સરદારો સાથે મસલત કરીને યુદ્ધનો વ્યૂહ ગોઠવતો. પાદશાહના આદેશ પ્રમાણે એકત્ર થયેલું સમગ્ર લશ્કર ભરપૂર સાધન સામગ્રી સાથે કૂચ કરતું. લશ્કરમાં પર્વતમાળા જેવા મદમત્ત હાથીઓ, અસંખ્ય ઘોડા, સંદેશા લઈ જવાને ઘડિયા-જોજન કાપનારી સાંઢણીઓ, અપાર ઘોડેસવાર અને પગપાળા યોદ્ધાઓ હતા. લશ્કરની સાથે ભોઈ, કહાર, ભઠીયારા, તબાખ, પખાલી આદિ હજારો સેવકો, મોચી, ગાંછા, અનેક વેપારી વાણિયાઓ, સથવારા, લુહાર, સલાટ, ચૂનારા જેવા અસંખ્ય કારીગરો, ચાલતા લશ્કરની સાથેના કોદાળિયાઓ અને પથ્થરફોડાઓ રસ્તા સરખા કરતા જતા. જ્યાં જ્યાં પાદશાહનું લશ્કર મુકામ નાંખે ત્યાં સાતકોસ જેટલો વિસ્તાર રોકાઈ જતો. માર્ગમાં આવતાં ઘાસનાં ખીડો સફાચટ થઈ જતાં; અને પાણીનાં જળાશયો કાદવ કાદવ થઇ રહેતાં.

મુસલમાન લશ્કરો જ્યાં જાય ત્યાં ગામો ભાંગતાં, લોકોને લૂંટી લઈને ગામ સળગાવી દેતા, અને તમામ વસ્તીને બાન પકડતાં. રસ્તામાં જે જે પ્રદેશો આવે તે બધા લૂંટી બાળીને ઉજ્જડ કરતા. તીર્થસ્થળોનાં મંદિરો ભાંગતાં, અને એમાંની મૂર્તિઓ તોડી નાંખતા અને બ્રાહ્મણોને મારતા અને બાન પકડતા. આળાં ચામડાં વડે બાનને બાંધીને હાલરા બનાવીને એમને સાથે ચલાવતા. ભૂખ, તરસ અને ટાઢ તડકાથી બાન હેરાન થતાં. એમને ખાવાને પૂરતું અનાજ આપવામાં આવતું નહીં કેટલાંક બાન માંદાં અને અપંગ હતાં. બાળકોને માથી છૂટાં પાડવામાં આવતાં. સ્ત્રી પુરુષોને અળગાં રાખવામાં આવતાં. ગમે તેવાં દુઃખ સહન કરવા કરતાં બાન પકડાવું એ ઘણું વધારે વિષમ ગણાતું.

મુસલમાન લશ્કરનીસંખ્યા ભારે વિશાળ રહેતી. સંખ્યા બળથી એ બહુધા વિજય મેળવતા. જ્યાં છાવણી નાંખે ત્યાં લશ્કરની આસ-પાસ લાકડાનો કાઠગઢ બનાવતા, અને એની આજુબાજુ ખાઈ

ખોદાવતા. રાત્રે લશ્કરની આસપાસ ચોકી મૂકવામાં આવતી. જ્યાં સીધી રીતે વિજય ન મળે ત્યાં દગા ફટકાનો ઉપયોગ કરવામાં એ અચકાતા નહીં.

મુસલમાન સેનાપતિ પણ શત્રુઓ (રાજપૂતો) પાસે પ્રથમ દૂત મોકલાવતો, અને એમને પોતાની શરતો સ્વીકારવાને કહેણ મોકલાવતો. પોતાને ત્યાં એ રીતે શત્રુદલમાંથી દૂતો આવે તો ઈનામ વગેરેથી એમનો સત્કાર કરતો. મહા શૂરવીર યોદ્ધાને એ બિરદાવતો, અને એનું લોહી પોતાને લલાટે લગાડતો.

હારેલા સૈનિકો ઉઘાડા, વસ્ત્રવિહીન, ભૂખ્યા-તરસ્યા, ઘાની પીડાથી હેરાન થતા નાસતા. કોઈને તો ડોળીમાં નાંખીને લઈ જવામાં આવતા. રાજપૂતો હારેલા, નાસતા દુશ્મનોનો પીછો પકડવામાં નાનમ ગણતા.

મુસ્લિમ રાજધાનીમાં જ્યારે હારના સમાચાર પહોંચતા ત્યારે ઘેરઘેર રડારોળ થઇ રહેતી. તુર્કનારીઓ હૈયાફાટ આક્રંદ કરતી, એનું પણ કવિએ તાદૃશ વર્ણન કર્યું છે.

*

આમ આ પ્રબંધમાં પદ્મનાભે એ યુગના જીવનનાં વિવિધ પાસાઓનું અતિ રસાળ, તાદૃશ, ક્વચિત્ કૌતુકાસ્પદ આલેખન કર્યું છે. એ ઉપરથી આપણા મનશ્ચક્ષુ સમક્ષ એ યુગનું એક સુરેખ, રંગભર્યું ચિત્ર ખડું થાય છે.

૮

कान्हडदे प्रबन्ध નું ભાષા દૃષ્ટિએ અસાધારણ મહત્ત્વ છે. પોતાનાં અપભ્રંશ સ્વરૂપનો ત્યાગ કરીને मुग्धावबोध औक्तिक જેવાં બાલવ્યાકરણોમાં અને वसन्तविलास આદિ કાવ્યોમાં પોતાના નૂતન સ્વરૂપને સિદ્ધ કરતી ભાષા कान्हडदे प्रबन्ध માં સ્થિર થઇ છે.

कान्हडदे प्रबन्ध સમર્થ પ્રાસાદિક રાજકવિની રચના છે, અને એનું લિપિકરણ લહિયાઓએ અતિ ચીવટથી કર્યું છે. એથી એની ભાષામાં એ યુગની શિષ્ટ વાણીનું પ્રતિબિંબ સુભગ પણે ઝિલાયું છે.

એ કાળે પ્રાચીન ગુજરાતી અને પ્રાચીન રાજસ્થાની અભિન્ન હતી. છતાં, દક્ષિણ રાજસ્થાનમાં આ કાવ્ય રચાયુ હોવાને કારણે એમાં કવચિત્ કવચિત્ રાજસ્થાનીની છાંટ આવી જાય છે.[૪૯] પરંતુ, એકંદરે પંદરમાં સૈકાની પ્રાચીન ગુજરાતીનું (તેમ પ્રાચીન રાજસ્થાનીનું પણ) कान्हडदे प्रबन्ध એક વિશુદ્ધ ઉદાહરણ છે.

कान्हडदे प्रबन्धની ધ્વનિમાલામાં તદ્ભવ શબ્દોમાં અન્ત્ય કે ઉપાન્ત્ય સ્વરયુગ્મો अइ–अउ માંથી હજી ऐ, औ સંયુક્ત સ્વરો વિકસ્યા નથી. ऐ, औ કેવળ दैत्य કે त्रैलोक જેવા સંસ્કૃત (તત્સમ) શબ્દોમાં જ સચવાયા છે.

ऋ પણ रिમાં રૂપાન્તરિત થયો છે. ઉ. ત. रिद्धि.

ચરણાન્તે આવેલા શબ્દોનો अ અસ્વરિત હોઇ મન્દોચ્ચાર્ય કે 'શાન્ત' રહે છે. ઉ. ત. मान, वपाण, चहूआण, घान, ઇ૰.

અપભ્રંશમાંથી ઊતરી આવેલાં अ કારાંત નામોનાં પ્રથમા દ્વિતીયા એકવચનનો અંત उ वसन्तविलास જેવી ચૌદમા શતકની રચનાઓમાં ઘણે અંશે સચવાયેલો, તે હવે अમાં પરિવર્તિત થયો છે. ઉ. ત. व. वि. માં મળતાં मानु, सुरंगु, रसु, रगु, भडु[૫૦] રૂપો का. प्र. માં मान, सुरंग, रस, रंग, એ રૂપે મળે છે.

ચરણાંત પ્રાસમાં કેટલીકવાર इ અને अ નો, અને કવચિત् उ અને अ નો પ્રાસ કવિએ સાધ્યો છે, જે इ અને उ નું પ્રતિસંપ્રસારણ થઇ લઘુપ્રયત્ન य, व થતા હોવાનું સૂચન કરે છે. ઉ. ત. राय...जाइ; उपाय...थाइ.

का. प्र. ની જોડણી અતિ વિશુદ્ધ છે. હ્રસ્વ અને દીર્ઘ સ્વરોનો વિવેક કવિએ, સામાન્ય રીતે, હંમેશાં જાળવ્યો છે.

---

૪૯. ઉ. ત. लिगारइ, रइबारी, तिरसइ, पियारां, (सहस) चउवीसां, ઇ.

કવચિત્ સ્વર મધ્યવર્તી इ નું પ્રતિસંપ્રસારણ થયું છે. ઉ. ત. थउ, ल्यावइ, करयउ, दीज्यइ, ઇ૦.

પ્રાકૃતમાં કેટલાક અનાદિ અસંયુક્ત વર્ણના લોપ પછી ઉદ્‌વૃત્ત (=અવશિષ્ટ રહેલા) સ્વરમાં य શ્રુતિ પ્રવેશે છે. (જુઓ : સિદ્ધ હેમ૦ ૮–૧–૧૭૭). એનાં ઉદાહરણો का. प्र.માં સ્થળે સ્થળે મળે છે. ઉ. ત. राय, दीयइ, मयगल, गयण, मायबाप, ઇ૦.

કવચિત્ ત્વરિતોચ્ચારણને કારણે શબ્દોના વર્ણોનું સંકોચન થયું છે. ઉ. ત. राल्गुन (<राउल + अंगन), रायंगण (<राय+अंगण)

પ્રાચીન ગુજરાતીમાં ङ् ञ् એ અનુનાસિકો મળતા નથી, જો કે ઉચ્ચારણમાં કંઠ્ય વર્ણ પહેલાંનો અનુસ્વાર ઘણીવાર ङ् (કંઠ્ય અનુનાસિક) રૂપે સંભળાય છે.

न અને ण માંથી તદ્‌ભવ શબ્દોમાં સ્વરમધ્યવર્તી ण સવિશેષ આવે છે. મૂળ સંસ્કૃત न નો (પ્રાકૃત–અપભ્રંશ દ્વારા) પ્રાચીન ગુજરાતીમાં ण થયો છે. ઉ. ત. सहिणु, नीसाण, भाण, साहण, ઇ૦. આમાંથી ઘણા શબ્દોમાં ગુજરાતીમાં પાછો મૂળ દંત્ય ધ્વનિ પુનઃસ્થાપિત થયો છે.

श्, ष्, स् એ અંતઃસ્થ વર્ણોમાંથી મૂર્ધન્ય ष् પ્રાચીન ગુજરાતીમાં તત્સમ શબ્દોમાં જ સચવાયો છે (ઉ. ત. विषम, प्रतिष्ठा, ઇ૦); તદ્‌ભવ શબ્દોમાંથી એ તદ્દન લુપ્ત થયો છે. પ્રાચીન ગુજરાતી ગ્રંથોમાં તદ્‌ભવ શબ્દોમાં જ્યાં ष् આવે છે ત્યાં એ ઘણુંખરું હમેશાં ख् ના લેખનપ્રતીક તરીકે જ વપરાયેલો હોય છે. ઉ. ત. षान (=खान), षांडि (=खांडि), राषइ (=राखइ), वषाण (=वखाण), ઇ૦

સંસ્કૃત શબ્દોમાંનો श् પ્રા. ગુજ. માં બહુધા વિકાર પામીને स् બને છે, ઉ. ત. सिणगारया, केसव, रोसाल, दिसि, देस, ઇ૦; જો કે કેટલાક તત્સમ શબ્દોમાં श् સચવાયો છે. ઉ.ત. अंकुश, वंश, पश्चिम, शालिहोत्र, शव, ઇ૦.

પદ્મનાભ व् અને ब् નો ભેદ લગભગ હમેશાં જાળવે છે. અર્વાચીન ગુજરાતીમાં સંસ્કૃત સ્વરમધ્યવર્તી ल् ને સ્થાને ळ આવે છે, પ્રાચીન ગુજરાતીમાં આ વર્ણવિકાર વિકસ્યો હોય તો પ્રા. ગુજ. પ્રતિઓમાં એ નોંધાયો નથી.

का.प्र.માં વર્ગીય અનુનાસિક ધ્વનિઓ—જેને સદ્. નરસિંહરાવ દિવેટીયાએ 'તીવ્ર અનુસ્વાર'ની સંજ્ઞા આપી છે—સવિશેષપણે તત્સમ શબ્દોમાં આવે છે. ઉ.ત. कंदर्प, रंग, सुचंग, श्रीकंत, अंग, नवरग, संबंध, इन्द्र, मतिमंत, जयवंत, ઇ૦. તદ્ભવ શબ્દોમાં જ્યાં દીર્ઘ સ્વર સાથે, કે પદાન્તે, અનુસ્વાર આવ્યો છે ત્યાં એ કેવળ સ્વરના નાસિક્યવિધાન રૂપે ('nasalised vowel'— સદ્. નરસિંહરાવ અનુસાર 'કોમળ અનુસ્વાર') અવશિષ્ટ રહ્યો છે. ઉ.ત. आपूं, माधवनां, सांइ, चांपानेर, थाणउ, पिञ्जूरां, ઇ૦.

ક્વચિત् म् સાનુસ્વાર व् (= वँ) રૂપે ઉચ્ચારાતો હશે એમ લાગે છે. ઉ.ત. कूंअरी (<સં कुमारी)નો ઉચ્ચાર कूंवरी થતો હશે.

સામાન્ય રીતે અપભ્રંશમાંથી ગુજરાતીમાં અવતાર પામતાં શબ્દોના સંયુક્ત વર્ણો લોપાય છે અને પૂર્વસ્વર દીર્ઘ થાય છે. પરંતુ આ વ્યુત્પન્ન પંડિતકવિની ભાષામાં સંયુક્ત વર્ણો વિશેષ પ્રમાણમાં સચવાયા છે. ઉ.ત. श्रीकंत, उच्चरी, स्मृति, उल्लध्या, प्रधान, म्लेछ, त्रैलोकि, दैत्य, विध्वंस्यां, ઇ૦. તો કેટલેક સ્થળે સંયોગલોપ થઈને પૂર્વસ્વર દીર્ઘ બન્યો છે. ઉ.ત. काछ(<સં. कच्छ), ऊघाडा, ऊसासी, वीवया, ऊगया, ઇ૦.

ઘણીવાર અર્ધતત્સમ શબ્દોનો વ્યંજન સંયોગ સ્વરભક્તિ વડે નિવારાયો છે. ઉ.ત. परधान, तीरथ, अपकीरति, अपूरव, ઇ૦.

---

## વ્યાકરણ

**નામ—**

અકારાંત—પંડિત, ગુણ, વિગ્રહ, ત્યાગ ( પુંલિંગ )
—ધાન, દલ, નગર, ફલ, રયત, રાજ, ચાંપાનેર ( નપુંસકલિંગ )
—ગાય, વાટ, સિલામ, અરદાસ, લાજ, પેટ્ટ, વાત્ત, આણ (સ્રીલિંગ)

આકારાંત—ચૂડાસમા, જેઠૂઆ, આરહિટા, (પુંલિંગ; બહુધા બહુવચનમાં)
—મહૂઆ, ઊના, દાઠા ( નપુસકલિંગ )
—સભા, આસ્થા, આષિદ્વા, ઝૂરમઝૂરા ( સ્રીલિંગ )

ઇકારાંત—( બહુધા સ્રીલિંગ; ક્વચિત પુંલિંગ ) સોનગિરિ (પુંલિંગ)
—ચાંડ, તાપતિ, વગાઇતિ, સૂરતિ, ( સ્રીલિંગ ) મસૂરતિ, હારિ

ઈકારાંત—( બહુધા સ્રીલિંગ; ક્વચિત પુંલિંગ ) તુરી ( પુંલિંગ )
—ડામણી, રાણી ( સ્રીલિંગ )

ઉકારાંત—કાન્હડદેઉ, ધાઉ, રાલીવાહુ, સોમઈઉ, મહંસઉ (પુંલિંગ)

ઊકારાંત—મારૂ, હીંદૂ (પુલિંગ); છોરૂ ( નપુંસકલિંગ )

ઉં-ઊંકારાંત—( બહુધા નપુંસકલિંગ ) પાનૂં ( એકવચન ), ગાડાં,
આડાં, હાલરાં, ઇ૦ ( બહુવચન )

એકારાંત—કાન્હડદે, માલદે, વીરમદે ( પુંલિંગ )
ઉમાદે, જઇતલદે, નારિંગદે, પ્રેમાદે, ( સ્રીલિંગ )

**જાતિ**—પ્રાચીન ગુજરાતીમાં ત્રણે જાતિઓ મળે છે.
પુંલિંગ : મઉ, રાઉત, પાઉ, તુરી, વંદઉ, મયગલ, યંમ, ઉચ્છવ.
સ્રીલિંગ : વાત, વારગઇ, ગૂજરાતિ, ફોજ, ભૂમિ, સભા.
નપુંસકલિંગ : પાયદલ, ગામ, ધન, પુણ્ય, પીઠ, સૂત્ર, થાણઉં,
ઠામ. ઇ૦

**વચન**—બહુવચનનો સામાન્ય પ્રત્યય પુંલિંગમાં આ અને નપુંકલિંગમાં
આં છે. ઉ. ત.

આરહિડા, ઘોનિગિરા, ऊतारा, मठीआंरा, कुदाला (પુંલિંગ બહુ૦)
वेलिहरां, भिाडां, गाडां, दमामा, लोहडां ( નપુંસકલિંગ બહુ૦ )

ઘણીવાર બહુવચનનો પ્રત્યય લાગતો નથી; ત્યારે સંદર્ભ ઉપરથી કે ક્રિયાપદ કે વિશેષણાદિકના સ્વરૂપ ઉપરથી બહુત્વનું સૂચન થઈ જાય છે. ઉ. ત. राजहंस स्त्रोयामणा, मया प्रधान; बीहामणा बंगाल; चाल्यां कटक; मयगल सिणगारया; हुंतां वेहरासर; ઇ.

ક્વચિત્, પ્રત્યય લગાડીને નામનું સમુચ્ચયાર્થ રૂપ બનાવીને બહુત્વનો (સમૂહનો) અર્થ દર્શાવાય છે. જેમકે, तुरकाणउ, म्लेछना, ઇ. માનાર્થ બહુવચનનો પ્રયોગ પણ ક્વચિત્ મળે છે. ઉ. ત. राउल मेटया।

વિભક્તિ—પ્રાચીન ગુજરાતીમાં એકવચન ને બહુવચનના વિભક્તિના પ્રત્યયો સમાન છે.

પ્રથમા વિભક્તિનો પ્રત્યય નથી. ઉ. ત. माधव, असपति, गुजराति, पित्री, ઇ૦

દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય નથી. ઉ. ત. गुण ( मणेवूं ), मेटि (लीधी ), मान (दीधउ), लाप लूण तिल ( उुहरया ), ઇ૦

તૃતીયા વિભક્તિ—इ, ए પ્રત્યયો છે. ઉ. ત. ( सुणी ) सुरताणि; उंवरे ( करी ); सद्द सादि; नामि ( भणूं ), ઇ૦

કોઈક વાર सिउं, स्युं અને ક્વચિત્ करी અનુગો તૃતીયાનો અર્થ વ્યક્ત કરે છે. ઉ. ત. सुरताणस्यूं, गुजरातिस्यूं, पवनस्यूं, मन सिउं, षेहि करी.

ચતુર્થી વિભક્તિ—नइ, नि ચતુર્થીના પ્રત્યયો છે. ઉ. ત. विप्रनइ ( दीज्यइ), गोत्रदेव्यानइ, मातसाम्रनइ (करइ सिलाम), कहिनि (कहूं). ક્વચિત આ પ્રત્યયો લુપ્ત પણ રહે છે. ઉ. ત. आसापुरी सकति कर जोडी

પંચમી વિભક્તિ—તઉ, થિકઉ, થકી, થી, હૂંતુ પંચમી પ્રત્યયો છે.
ઉ. ત. ऊपरि थकी, ऊपरि थिका, ऊपरियी, पाटणहूंतु ઇ૦

-ષષ્ઠી વિભક્તિ—ચઉ, ह, तणउ, नउ ઇ૦ પ્રાચીન ગુજરાતીના ષષ્ઠી પ્રત્યયો છે. એમાંથી तणउ અને नउ का. प्र. માં સવિશેષ મળે છે. ઉ. ત. तास तणा, पित्री तणउ, घोडानो (लाष), माघवनां (फल), गुजरातिनउ, तेहचा (प्रेम) (૩–૨૩૨), तेह घरणी (૧–૨૬), अणहलपुरह मझारि (૧–૬૫)

-સપ્તમી વિભક્તિ—બહુધા इ અને ए પ્રત્યયો લાગે છે. ઉ. ત.
देसइ, तीरथि, अवसरि, नवपंडे, पाटीए, ઇ૦
मांहि मझारि, ऊपरि ઇ૦ અનુગો પણ સપ્તમીનો અર્થ દર્શાવે છે. ઉ. ત. सोरठमांहि, अणहलपुरइ मझारि, मूंगल करकटीया ऊपरि.

સતિ સપ્તમીનાં થોડાંક ઉદાહરણો મળે છે. ઉ. ત. तेहे राउते चालते हूंते; तेहे राउते चालते बंदीजन बिरदावली बोलइ छइ. સંબોધન વિભક્તિના પ્રત્યયો કે વિશિષ્ટ શબ્દરૂપોનાં ઉદાહરણો का. प्र. ની ભાષામાં મળતાં નથી. ઉ. ત. सोमईया, अजरामर, वीर, व्यास (वचन अवधारउ) ઇ૦

-વિશેષણ—વિશેષણોને વિભક્તિ પ્રત્યયો સામાન્ય રીતે લાગતા નથી, પરંતુ તેમના (વિશેષતઃ વિકારી વિશેષણોના) રૂપમાં નામનાં જાતિ-વચનવિભક્તિ અનુસાર કેટલોક ફેરફાર થાય છે. ઉ. ત. सरस बंध, निर्मल मत्ति, इसी वात, कुल कीरति घणी, सूधी वाट, आगिलां कर्म, भर्या सरोवर, रांध्यां धान, राजहंस, रुलीयामणा, दोहिला घाट, गूजुआ, मरातव, सरइ सादि ઇ૦

-સર્વનામો—વે દ્વિતીયા એક૦; तिणि તૃતીયા એક૦, तास, तेह ષષ્ઠી એક૦; तहिं સપ્તમિ એક૦

जि, जे, जेउ પ્રથમા એક૦; जिणि तृतीया એક૦;

एहवुं, ए, एह,

कोइ को પ્રથમા; कुण પ્રશ્નાર્થક સર્વનામ; एक અનિશ્ચિત સર્વ૦.

सहू પ્રથમા બહુ૦; सवे द्वितिया બહુ૦

પુરુષવાચક સર્વનામ—हूं, मि પ્રથમા એક૦; माहरउ ષષ્ઠી એક૦,

अम्ह द्वितीया બહુ૦, अम्हारउ ષષ્ઠી બહુ૦

तूं પ્રથમા એક૦; तइं तृतीया એક૦; तुझ, ताहरउ ષષ્ઠી એક૦.

સાર્વનામિક વિશેષણો—किसो, किस्यूं, किसी, इस्यूं, इसी, ए, जे, ते, जेहवा, ઇ૦

અવ્યયો—जिम, तिम, जु, जउ, तउ, तु, इम, तेतलइ, तिहां; आगइ, आगलि, पछइ, अरहूं; अनइ, कइ, सही; न, नवि, मम, मन, ઇ૦.

ક્રિયાપદો—વર્તમાનકાળઃ પહેલો પુરુષ એકવચન, वीनवूं;

ત્રીજો પુરુષ એકવચન वसइ, जाणइ, दोवइ;

ત્રીજો પુરુષ બહુવચન (जण) जंपइ, (करंता) चालइ; ઇ.

ભૂતકાળ—સામાન્ય રીતે ભૂતકૃદંત ક્રિયાપદનું કામ સારે છે.

ત્રીજો પુરુષ એકવચન कीधउ, अवगुणीउ;

ત્રીજો પુરુષ બહુવચન तेडया, हूंतां, प्रमुक्या.

ભવિષ્યકાળ—પહેલો પુરુષ એકવચન मांडिसि;

પહેલો પુરુષ બહુવચન ऊजाडिसु; देस्यू

ત્રીજો પુરુષ એકવચન होसइ, पाडिसि, हूसइ.

આજ્ઞાર્થ—બીજો પુરુષ એકવચન जाणि, करि, करेजे, छोडावे;

બીજો પુરુષ બહુવચન द्यउ, संभालउ.

વિધ્યર્થ—ત્રીજો પુરુષ એકવચન पूजिज्यइ, जपिज्यइ, दीज्यइ, बूझीयइ, करीयइ

કર્મણિ—ત્રીજો પુરુષ એકવચન छूटीयइ, करायइ (શક્યાર્થ);

ત્રીજો પુરુષ એકવચન आणीइ.

ત્રીજો પુરુષ બહુવચન ह्रसाइ, पीडीइ.

સંયુક્ત ક્રિયાપદો—सहिणउ जाइ, छे आवइ, ઇ૦

કૃદંત—કર્મણિભૂત કૃદંત मर्या (दिस); સંબંધક ભૂતકૃદંત जाई, थइ; હેત્વર્થ કૃદંત करेवा, पाडेवा, मिलवा; વર્તમાનકૃદંત मरंता; નામરૂપ કૃદંત हुणहार, करेवउ, ઇ૦

का. प्र. ની ભાષામાં પદાન્વયની કોઈ ખાસ વિશેષતા નજરે પડતી નથી.

શબ્દકોશ બહુધા તત્સમ, તદ્ભવ અને દેશ્ય શબ્દોનો બનેલો છે. એમાં ફારસી—અરબી શબ્દોનું પ્રમાણ સવિશેષ છે; જે કવિનો મુસ્લિમ રાજદરબાર સાથેનો સંપર્ક સૂચવે છે. रालग्न, भुंजाई, सोवति, बापूकारइ જેવા વિશિષ્ટ રાજસ્થાની શબ્દો પણ એમાં અત્રતત્ર મળે છે એ આ કાવ્યની વિશેષતા છે.

*

જેના અનુગ્રહ અને પ્રેરણાથી આ મહાન રચનાનો વ્યવસ્થિત અભ્યાસ કરી એની અધિકૃત વાચના સુનિશ્ચિત કરવાનું સદ્ભાગ્ય મળ્યું એ સંસ્કૃત પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતી ભાષા–સાહિત્યના પ્રકાંડ વિદ્વાન આચાર્યશ્રી જિનવિજયજીનો, આ સુંદર કાવ્ય અભ્યાસક્રમમાં નિયત કરીને એની પ્રમાણભૂત વાચના વિદ્યાર્થીઓના હાથમાં મૂકવાનો અવસર આપ્યો એ ગુજરાત યુનિવર્સિટીનો, અને ખૂબ સ્નેહપૂર્વક આ પુસ્તકનાં પ્રૂફો તપાસી લેવાનો તમામ ભાર પોતાના માથા ઉપર ઉપાડી લઈને મને નિશ્ચિન્ત કર્યો એ પરમ મિત્ર પ્રો. ચિમનલાલ ત્રિવેદીનો, હું ખૂબ ઋણી છું.

આષાઢી પૂર્ણિમા,
૨૦૧૫

કાન્તિલાલ બ. વ્યાસ

कवि-पद्मनाभ-विरचित

# कान्हडदे प्रबन्ध

## प्रथम खंड

॥ दूहा ॥

गौरीनंदन वीनवूं, ब्रह्मसुता सरसत्ति।
सरस बंध प्राकृत कवूं, द्यउ मुझ निर्मल मत्ति॥ १

आदिपुरुष अवतार धुरि यादवकुलि जयवंत।
असुरवंश निकंदीउ, ते प्रणमूं श्रीकंत॥ २

जिणि यमुनाजल गाहीउं, जिणि नाथीउ भूयंग।
वासुदेव धुरि वीनवूं, जिम पामूं मन रंग॥ ३

पद्मनाभ पंडित सुकवि, वाणी वचन सुरंग।
कीरति सोनिगिरा तणी तिणि उच्चरी सुचंग॥ ४

जालहुरउ जगि जाणीइ सामतसीसुत जेउ।
तास तणा गुण वर्णवूं, कीरति कान्हडदेउ॥ ५

नवकोटी नामि भणूं मारूआडि घण देस।
धण कण घरि सविकहि तणइ कप्पड कणय सुवेस॥ ६

कणयाचल जगि जाणीइ ठाम तणउं जाबालि।
तहीं लगइ जगि जालहुर जण जंपइ इणि कालि॥ ७

कुल कीरतिं आगइ घणी, वंश विशुद्ध वषाण।
राजहंस रलीयामणा सोनिगिरा चहूआण॥ ८

काह्न तणइ संपति इसी जिसी इंद्रघरि रिद्धि।
सवे दिवस वासि वसइ राजभुवन नव निद्धि॥ ९

प्रीति सहोदरस्यूं घणी मालदेव मतिमंत।
कुंअर वीरमदे वली जाणे जगि जयवंत॥ १०

हठ कीधउ सुरताणस्यूं तास कथा संबंध।
चाहूआण गुण वर्णवूं पुहुवीइ प्राकृत बंध॥ ११

राजनीति जाणइ घणी, रूप सुहावइ अंग।
राज करइ घरि आपणइ चाहूआण नवरंग॥ १२

॥ चउपई ॥

तिणि अवसरि गूजरधर राय सारंगदे नामइ बोलाइ।
तिणि अवगुणीउ माधव बंभ तही लगइ विग्रह आरंभ॥ १३

रीसाव्यु मूलगु प्रधान, करी प्रतन्या नीम्यउं धान।
गूजराति तउ भोजन करूं जउ तुरकांणउ आणूं अरहूं॥ १४

माधव महुतइ करयउ अधम, नवि छूटीयइ आगिलां कर्म।
जिहां पूजिज्यइ सालिग्राम, जिहां जपिज्यइ हरिनउं नाम॥ १५

जिणि देसइ करायइ ज्याग, जिहां विप्रनइ दीज्यइ त्याग।
जिहां तुलसी पीपल पूजीयइ, वेद पुराण धम बूझीयइ॥ १६

जिणि देसइ सहू तीरथि जाइ, स्मृति पुराण मानीयइ गाइ।
नव पंडे अपकीरति हूई, माधवि म्लेच्छ आणीया सही॥ १७

चाल्यउ माधव ढीली भणी, भेटि अपूरब लीधी घणी।
विषम घाट उल्लंघ्या देश, नयर योगिनी करयउ प्रवेश॥ १८

पहिलउ जई मिल्यउ दीवाणि, साची वात सुणी सुरताणि।
अलावदीन वडउ सुरताण, घणे देस वरतावी आण॥ १९

घरी भेटि घोडानी लास मीर ऊंबरे करी अरदास।
चडउ मुकदम माधव नाम पातिसाहनइ करइ सिलाम॥ २०

जाण्यउ परदेसी परधान, असपति राजा दीधउं मान।
पूछइ वात पातिसाह इसी, गूजराति ते कहीयइ किसी॥ २१

किस्यूं पंभायत, अणहलपुर, किस्यूं दीवगढ, मांगलहुर।
झालावाडि, सोरठ छइ किसी, प राउत सुणीइ साहसी॥ २२

इस्युं सांभली सरूइ सादि माधव बंभ करइ फिरीयादि।
पित्री तणउ धर्म लोपीयु, राउ कर्णदे गहिलउ थयउ॥ २३

पद्मउ अंग तणउ अनुराग, नित नित भक्ष करइ वछनाग।
विण पडीयार पटउ करि वहइ, न को अंगरप जमलउ रहइ॥ २४

मरण तणइ भयि भोजन वार वांस चाटवउ घरइ सूआर।
पहिलु राइ हूं अवगण्यउ, माहरउ बंधव केसव हण्यउ॥ २५

तेह घरणी घरि रापी राइ, प वडु रोस न सहिणउ जाइ।
गूजरातिस्यूं मांडिसि कलहु, माहरइ साथि कटक मोकलउ॥२६

ढुंडी हींदू घालिसु रानि, पक मारूं पक झालूं वानि।
पूनकार अह्म साचूं जाणि, गूजराति लेई आपूं प्राणि॥ २७

ततपिण तूठउ असपति राय, तस आप्यु पंचांग पसाय।
दीया ऊतारा पाणी धान, पातिसाहि तेड्या परधान॥ २८

भणी जालहुर सीपामण दई, चहूआणानइ पूछउ जई।
तूं ताहरउ भोगवि पाट, लसकर चालइ सूधी वाट॥ २९

सुरताणनी वाणी सुणी ग्या प्रधान कान्हडदे भणी।
पातिसाहनी पहिरामणी उगराहइ सिंभरिनउ धणी॥ ३०

कहइ प्रधान, अवधारउ राय, सोरठ भणी तुरकांणउ जाइ।
बीजी भूमि दोहिला घाट, पातसाह मागइ ए वाट ॥ ३१

सभा सिद्ध रा बोलइ मर्म, ए तां नही अह्मारउ धर्म।
जिहां भाजइ गाम झालियइ थान, अबला तणा
त्रोडियइ कान ॥ ३२

जिहां पीडीइ विप्र नइ गाय, तिहां वाट नवि आपइ राय।
वल्या प्रधान, न सीधउं काज, हियइ घणी ऊपनी लाज॥ ३३

बीनवीया जईनइ सुरताण, कान्हडदे नवि मानइ आण।
चडी वात घणेरइ प्राणि, नीसासउ मेहलु सुरताणि॥ ३४

॥ पवाडु ॥

[वडउ वीर विष्यात वदीतउ महिमुंद साहनु केड।
सूर धीर अनइ सपराणु पातसाहि तव तेड ॥] ३५

अलूपान वलवंतउ वंदउ तास दीधुं फुरमाण।
गूजराति ऊपरि दल नूंध्या, बीडउं दइ सुरताण ॥ ३६

माधव मुहतउ साथि मोकलयउ पोसातु परधान।
मोटा मलिक मीर मेलावि दीधा पीजा पान ॥ ३७

अलावदीन पातिसाह मोटउ, कान्हडदे चहूआण।
गढ जालहुरि हुउ गढरोहउ, ते हूं करूं वषाण ॥ ३८

गूजराति सोरठ सोमईया वाहरि विसमूं वीतूं।
भिडक्मिाड राउलि हठ कीधउ, अलूपान दल जीतूं॥ ३९

डहिली दोर सापाण सिराचा कटक तणा सिणगार।
घडीयाजोणी सांढि पल्हाणी पूठि परठ्या भार ॥ ४०

कोटइं घणा घूघरा वाजइ, रइग्रारी असवार ।
पहिलइ टमकि पेसरउ चाल्यु, घडीय न लाई वार ॥ ४१

फारकभाथी अनइ हबसी, बीहामणा बंगाल ।
पाला पलइ पटायत काहर, भोई नइ वलवाल ॥ ४२

रांध्यां धान चालता पाइ, भठीआरा तवाप ।
चाल्यां कटक पेसरा पूठि, मांहि मेछना लाप ॥ ४३

मदि माता मयगल सिणगारया, पूठि चड्या पूंतार ।
लीधी पापर नइ कठपंजर, घंटा रणझणकार ॥ ४४

ऊपरि चड्या न अंकुश मानइ, एहवा गज रोसाल ।
सवे सारसी करंता चालइ, जेहवा परबतमाल ॥ ४५

घोडा तणी फोज जूजूई, तेह न लाभइ पार ।
ऊवट वाटि ऊपड्या चालइ, पान तणा तोपार ॥ ४६

वरगां ढोल नफेरी वाजइ, काहल नइ नीसाण ।
जिहां जिहां झाझां पड नइ पाणी, तिहां दियइ मेल्हाण ॥ ४७

आगलि थिका कुदाला चालइ, भली करेवा घाट ।
आरहिडा पाहण घण भांजी, कीधउ मारगवि घाट ॥ ४८

आगलि थिकां वागड्ड साविज, वेडइं नाठां जाइ ।
विसमी भूमि लेइ देसाउत, चिहूं दिसि धाडां धाइ ॥ ४९

दीधी वाट समरसी राउलि, आव्यां कटक विनास ।
गूजराति सूंवडिया पहुता, ततपिण पडियउ त्रास ॥ ५०

ऊडी पेह थयूं अंधारूं, गयणि न सूझइ भाण ।
चाली दल मुहडासइ आव्यां, ढमढमीयां नीसाण ॥ ५१

आव्या सुणी म्लेछ मूछाला, रणि राउतवट कीधी ।
वतड भणइ पहिला घाउ लेसूं, अन्नप्रतन्या लीधी ॥ ५२

आगइ अम्ह वरांसउ वीतउ, हिवडां छल नवि छांडूं ।
असपतिनां दल साम्हउ चाल्यउ, लेई उघाडउं पांडूं ॥ ५३

दीठा तुरक रह्या रिण थोभी, पहिलूं कामा सारइ ।
चडयउ रोसि रिण पेरण मांडइ, मारी माग दिवारइ ॥ ५४

घडी विच्यारि घणउं दल थोभ्यउं, वीर वावरइ लोह ।
तुरक वचा मूंगल करकटीया, ऊपरि पडया समोह ॥ ५५

मारी म्लेच्छ पडंतउ दीठउ, वतड वपाणिउ पानि ।
जयजयकार हुउ सरगापुरि वइसी गयउ विमानि ॥ ५६

धरयां घांद मुहुडासूं भागूं, गमे घाली लाइ ।
गामि गामि लूसइ लूटायत, द्रूडी धाडां धाइ ॥ ५७

भागा देस काह्नानम चरोत्तर, वावननइ पेडार ।
गूजरातिनउ पोपरउ भाथउ, अज्ञीय न आवइ पार ॥ ५८

चडयां कटक दंडाहि दाहोत्तर, धाणधार धंधोलि ।
ऊडी वीवी वाउसू आव्या, पाटणि दीधी पोलि ॥ ५९

दीधां रपत जई दरवाजइ, सज्ज थया झूझार ।
माधव मुहतउ आगलि कीधउ, जाणइ मागनिसार ॥ ६०

मेल्यउं नगर रह्या गढ थोभी, साहामा तीर विछूटइ ।
माधव भणइ कर्ण जा नासी; कांइ मरइ अणपूटइ ॥ ६१

पाडि पांडि कर्ण राउ नाठउ, पाली जाइ राणी ।
पाप नवी डाभसो पूचइ, रहीय न पीयइ पाणी ॥ ६२

किस्यां रूपफल राउ अवधारउ, राणी मनि संदेह ।
बीलां बोर कइर इंगोरां, माधवनां फल एह ॥ ६३

नाठउ कर्ण पछइ गढ मेल्यउ, भर । लीया भंडार ।
अलूखानि आवि छोडाव्या, वालि तणा तोषार ॥ ६४

पहिली वात हूई नवि होसइ, अणहलपुरह मझारि ।
जीणइ ठामि हूंतां देहरासर, वांगि दीयइ सिल्लारि ॥ ६५

अलूखानि पाटणगढ मेल्यउ, पूठइ करघउं वखाण ।
अलावदीन पातिसाह केरी, तु वरतावी आण ॥ ६६

भणी कटक ऊपडयां असाउलि, गढ मांहि मेल्हिउं थाणउं ।
गूजराति मांहि गडअडइ, तहीय लगइ तुरकाणउं ॥ ६७

आसाउलि धुलकूं खंभाइति, सूरति नइ रानेर ।
बीजां नगर केतलां कहियइ, कांपइ चांपानेर ॥ ६८

तडीयां नगर सवे धंधोल्यां, दीठां सायरपूर ।
सोनां रूपां अनइ साबटू, काचां लीयां कपूर ॥ ६९

मारइ देस, फिरइ घण फोजइ, अनइ लूस्यइ धान ।
वालइ ढोरधार सपराणा, माणस झालइ थान ॥ ७०

गूजराति मांहि तापति कीधो, सहूय समेटी लीधउं ।
वाजी खान पान सोमईया भणी पीआणउ दीधउं ॥ ७१

सोरठ मांहि मेगलपुर महूआ, वली ऊना नइ दाठा ।
पडी ढाक नीसाण प्रसूक्या, लोक दहोदिसि नाठा ॥ ७२

रापइ जीव दीव मांहि पइठा, वरतइ हालकलोल ।
तुरकां पासि देव म म पाडिसि, वरि घाले द्रहबोल ॥ ७३

हूई हाक कोलाहल सुणीइ, दीसइ धूम विकराल ।
पडइ घूंबरिण काहल वाजइ, जाणे कोप्यउ काल ॥ ७४

पारिक द्राप नालीयर नीलां, फोफल अनइ पिजूरां ।
चारू वाड सेलडी केरा, वाडीनां केलिहरां ॥ ७५

आदां सूरण नइ पींडालु, वली पोसातां पान ।
कटक मांहि जु तापति आवइ, कोइ न पाइ धान ॥ ७६

सोरठ मांहि सहू को नाठउं, भरया देस लूसाइ ।
भाजइ नगर अभंग आगिलां, आडइ कोइ न थाइ ॥ ७७

कीधउं सून्न ऊपडयां साहण, घण नीसाण वजाव्यां ।
भांजी देस देवकइ पाटणि, दल देपंतां आव्यां ॥ ७८

नगरनिवेसि वारगइ दीधी, नवा सिरावा ऊभ्या ।
घोडा तणी पायगइ दीधी, तरूअरि मयगल थंभ्या ॥ ७९

दीधी पोलि हूउ गढरोहउ, कीधउं घणउं पराण ।
नगर मांहि पोसाता पायक, तेह न मूंकइ माण ॥ ८०

आवी पाद्रि सईफलउं मांडयउं, लीधा चउपट घाउ ।
सोरठीया राउत सपराणा, न दीइ पाछा पाउ ॥ ८१

वाला वाजा अनइ जेठूआ, चूडासमा मेलावइ ।
असपतिसेनसुमद्र ऊलटीयां, ऊपरि चांपी आवइ ॥ ८२

कटक मांहि हाथी पापरीया, पटा दंतूसलि घाल्या ।
वीटिउं नगर तुरी हणहणीया, पोलि पाधरा चाल्या ॥ ८३

पाद्रि थिका ऊसरीया राउत, कांई न लाधउ लाग ।
दीधी पोलि फारकि चडीया, म्लेछइ मेल्हाउ माग ॥ ८४

असण ऊलटयां ढोल भ्रसूक्या, थरहर धरणी कांपी ।
करघुं पराण ऊडव्या हाथी, तुरक चड्या गढ चांपी ॥ ८५

चरती मेल देवकइ पाटणि, पाड्या पोलि पगार ।
नगर मांहि जु लंका लूसइ, पान तणा असवार ॥ ८६

देव तणइ प्रासादि चिहुं दिसि राउति दोधा हाथ ।
करी सनांन घरी सिरि तुलसी, सरण करयउ सोमनाथ ॥ ८७

देव तणा मढवइ चउरासी, तेह पडाउ थाइ ।
वाजो हाक ऊडव्या हाथी, आव्या चउपट घाइ ॥ ८८

रणि वाउला दोट उछीना, चालति साहमा चाल्या ।
करकटीया हवसी पापलि फेरी कुंडइ घाल्या ॥ ८९

रोसाला राउत रणि सूंड्या नडी नाद ऊतारयउ ।
अनरथ तणउ मूल जे हूंतउ माधव मुहतउ मारयउ ॥ ९०

किम गोहर सांई दिवराइ, अंगि पतली आहि ।
मारी म्लेच्छ मांकडा मूंगल, पछइ पड्या रिण माहि ॥ ९१

जे पद नही ज्याग नइ तीरथि, घणइ दानि त्रैलोकि ।
सोमनाथनी चाडि मरंता, ते पुहुता सुरलोकि ॥ ९२

पडी मेल प्रसाद देवनइ, भांगां कूंची तालां ।
हलहल करी पोलि मांहि पइठा, लीयां ढोल कंसालां ॥ ९३

ईंडे चड्या असुर आरहिडा, वेगि वावरइ घाण ।
पासा तणी पूतली भांजइ, भूमि पडइ पाहाण ॥ ९४

सांधिइ सांधि जूजूइ कीधी, थर पाडेवा लागा ।
उपरि थिका हाथीया घोडा, घण तणे घाप भागा ॥ ९५

परठइ सांगि लागि लोहडानी, प्राण करेवा लागइ ।
हलहल करी विहुं पपि विलगइ, मोटी मूरति नांगइ ॥ ९६

विरूई वात वरतेवा लागी, कलियुग करइ विलास ।
पृथवी तणउ पीठ मेल्हीनइ, देव गया कविलास ॥ ९७

अलूपानि पहवुं फुरमायूं, मढ रहावउ सूनउ ।
ढोली भणी भूत चलावउ, तिहां करेस्युं चूनउ ॥ ९८

लोहडइ जडी फरक नइ रहिकल, वली अणाव्यां गाडां ।
सोमनाथनउं लिंग चडाव्यउं, आणी ऊडव्यां आडां ॥ ९९

काला भूंछ तेडीया भोई, गाडे लिंग चडाव्यउ ।
आगली घणी जोतरी त्रीयल, ढोली भणी चलाव्यउं ॥ १००

आगइ रुद्र घणइ कोपानलि, दैत्य सवे तइं याल्या ।
तइं पृथ्वी मांहि पुण्य वरताव्यां, देवलोकि भय टाल्या ॥ १०१

तइं यालिउ काम त्रिपुर विध्वंसिउ, पवनवेगि जिम तूल ।
पद्मनाभ पूछइ सोमईया, केथूं करयउं त्रिसूल ॥ १०२

घाल्यां गाम देस ऊजाड्या, घणां नगर विध्वंस्यां ।
सोरठ मांहि कोलाहल कीधउ, लोक तणां धन लूस्यां ॥ १०३

साहिया लोक वंम नइ बालक, नारी वर्ण अढार ।
आले बाधे हालरां कीधां, वान न लाभइ पार ॥ १०४

बंदीवानुं साथि चलाव्युं, तुरक करया तसलीम ।
घाजी सान पान ऊतरीउ सोरठीयानी सीम ॥ १०५

वाइ वाउ वेडि दव वालइ, तेह प्रति स्यूं करीइ ।
तिणि परि तुरक तरवरथा आवइ, कहउ किहां ऊगरीइ ॥ १०६

जूनउ गढ गिरनार ग्रुलोउ, काछ तणी भूइं चांपी ।
कांथगोहडी अनइ पारकर, ठट्टूं थरहर कांपि ॥ १०७

अलूखानि आपणपूं दीठउं कीधउ गर्व अपार ।
वाट पाधरी मारू वांका, नावइ चीति लगार ॥ १०८

आगइ पातिसाह अवगणीउ, कान्हडि वाट न आपी ।
ते रोस हीया मांहि आणी, लेस्युं सोनगिरि चांपी ॥ १०९

अलूखानि पहवूं नवि जाण्युं, जे लागेस्यइ पाप ।
दरि दरि नवि गोह प्रगटइ, किहां नीसरइ साप ॥ ११०

तीन्हा तेजी तुरक तारवइ, विरद आपणां बोलइ ।
धरगां ढोल नीसाण प्रसूकइ, डगमग डूंगर डोलइ ॥ १११

मारूआडि मांहि कटक पुहृतां, भली जाइगइ लीधी ।
महल मांहि वइसीनइ मोटे मलिकि मसूरति कीधी ॥ ११२

करी मंत्र जालहुर कान्हड भणी प्रधान चलाव्यउ ।
इसुं कहाव्युं - मांटी थाजे, अलूखान गढि आव्यउ ॥ ११३

माहरा दल साहमूं कुण मांडइ, देखि हमारी घात ।
आणी मुहिम देस वि जीता, सोरठ नइ गुजरात ॥ ११४

कीधा बंदि भूत मि तेरा, करी सजाईं आवे ।
मांटी हुइ तउ बांहु बांधे, सोमनाथ मेहलावे ॥ ११५

लेईं भेटि कइ मिलवा आवे, कइ पुरुषारथ दाखे ।
कइ ताहरूं भलपण जाणीसिइ, घर आपणपूं राखे ॥ ११६

तिणि दिवसि हूउ सुपनंतर, हुंतइ प्रगट विहाणइ ।
पधारीयां गंगा नइ गौरी, कान्हडदे इम जाणइ ॥ ११७

पूछइ वात-राज कुणि दीधउं? कान्ह भणइ-ईसानि।
गौरी भणइ-ताहरउ स्वामी तुरके ग्रहीउ थानि ॥ ११८

गंगा भणइ-ऊठि अजरामर, अजी विमासण कांइ।
ताहरा देस मांहि सोमईउ, असपति लीधइ जाइ ॥ ११९

एक वार आगइ दैत्यथु रामइ रुद्र मूकाव्यउ।
बीजी वार वली वैरोचनि भगतिविशेष जणाव्यउ ॥ १२०

लीजइ मोर चिहुं ऊडाणे, जाणइ कान्हडदेउ।
म म करि जेउ वीर-इम बोलइ गंगा गौरी बेउ ॥ १२१

॥ राग रामगिरी ॥

बे अवला बोलइ इस्यूं जे असुर असंभम कीध।
चौद लोक स्वामी ग्रह्या ते प्राणि पेषंतां लीध ॥ १२२

॥ ध्रुपद ॥ विलवइ बे सती कीजइ कंकण भंग।
उछइ नीरि जिम माछली तिम विरह दहइ अम्ह अंग ॥
विलवइ बे सती ॥ १२३

जि को बंधन छोडवइ स्वामी तेह पातक छंडइ पूठि।
वेदवचन अम्हे सांभल्यां तूं कान्हडदे ऊठि ॥
विलवइ बे सती ॥ १२४

छोडवि स्वामी अह्म तणउ तूं मूंगल म्लेछ विहडि।
कीरति लइ कान्हड धणी तुझ नाम हूसइ नव षंडि ॥
विलवइ बे सती ॥ १२५

॥ पवाड़ ॥

ऊठिउ धीर मोडीऊं आलस, कीधउ सुपनविचार।
सोमचंद्र व्यासइ इम कहिउं, म्लेछ तणउ करि मार ॥ १२६

सोमनाथनी थाड करेजे, वली छोडावे वान।
असपतिना दल थिकउ तेतलइ गढि आव्यउ परधान॥ १२७

सभा मांहि जई राउल मेल्या, दीधां आसन मान।
कहइ परधान-कान्ह अवधारउ, इस्यूं कहाव्यउं पान॥ १२८

मारी देस नेस ऊजाडिसु, तूं पणि करे पराण।
गढ तलहटीय सरोवरि आवी, अम्हे देस्यूं मेल्हाण॥ १२९

राउल भणइ-वीर आफणीइ आपणपूं न वषाणइ।
जउ पुरुषारथ करीय दाषवइ, तउ सहू को इम जाणइ॥ १३०

अलूपान पहवूं संभालउ, अम्हे परगणउ करेस्यूं।
दिवस एकविहुं मांहि जालवे, दलि आवी थाउ लेस्यूं॥ १३१

जई प्रधानि पान वीनविया, हींदू वेढि करेसइ।
पान भणइ-सहूइ सज थाउ, प अछर्वां दाउ देसइ॥ १३२

फरी सजाई दीयां दमामां, बीजइ दिवस विहाणइ।
अलूपाननां कटक तेतलइ, चाली गयां शिराणइ॥ १३३

पाघलि करघा कापगढ पाई, नहीय लिगारइ माग।
घोडा हाथी रहइ पाघरघा, किम लहेसइ लाग॥ १३४

जइत देवडउ लपण सेभटउ, लूणकरण बोलाव्या।
साल्हु सोभतु बलवंत राउत, लसकर भणी चलाव्या॥ १३५

सरषे घोडे साथि मोकलया सातवीस असवार।
दीधी सीष-जाई दल जोज्यो, तुरक केतलउ पार॥ १३६

कटक मांहि परधान पुहुता, दीठउ दल मेल्हाण।
हेजबनइ परदार नकीबे मांहि कीधउं जाण॥ १३७

अलूपानि जूजूआ दिवारयां, तेह सविहुंनइ अनाम ।
सोनां रूपां अनइ सावट्ट, तीरी आप्या ग्राम ॥ १३८

अलूपानि पहवूं फुरमायुं, करउ विछेद म जेडउ ।
जे प्रधान कान्हडदे केरा, मुहलि माहिलइ तेडउ ॥ १३९

एक भणइ-कान्हडदे टाली, अवर न करूं प्रणाम ।
पान भणइ-आघा तेडावउ, वरि मन करउ सिलाम ॥ १४०

करी भेटि राउले प्रधाने, पूछइ पान भलाई ।
कटक तणी कान्हडदे आगलि किसी वात वोलाई ॥ १४१

घउ अरदासि पासि तुम्ह दीधी, जे कान्हडदे राइ ।
कहइ प्रधान-पान अवधारउ, तिहां सिलाम लिपाइ ॥ १४२

जउ वैस्वानर ताढउ थाइ, पश्चिम ऊगइ दीस ।
नारायण टलतउ कान्हडदे कहि न नामइ सीस ॥ १४३

पान भणइ-कुणि कारणि आव्या, कहउ तुम्हारउं काज ।
कहइ प्रधान-राउल आपसइ, कटक जोपस्यूं आज ॥ १४४

अलूपान आयसि पूंताइ ततपिण गयवर गुडीया ।
चालि तणा तेजी पपराव्या, मलिक मुहुल मांहि तेड्या ॥ १४५

तुरक वचा मूंगल करकटीया, तेहे मांडी हारि ।
परधाने सामगिरी दीठी कटक तणी अपारि ॥ १४६

कीधी सान पानि मूंगलनइ, सींगिणि परठ्यउ तीर ।
ताणी गयणि पंपिणी वीधी, पेपइ मोटा मीर ॥ १४७

तंडग समेति तेतलइ लपणइ राउति भइसु आहणिउ ।
करयउ विषंड घाइ पांडानइ, अलूपानि वपाणिउ ॥ १४८

पूछइ पान - कान्ह घरि केता तादरी जमलि कढीजइ ।
लपणउ भणइ - सहस चउवीसां पूंठइयाग्र लहीजइ ॥ १४९

तुठउ पान भणइ - तूं हींदू मागि न फरूं पसाउ ।
कहइ प्रधान - रीझ नवि लीजइ, लाजइ कान्हड राउ ॥ १५०

एक पांति पूरवउ अम्हारी, फटक चिहुं दिसि जोस्यूं ।
मन जाणिस्यु वरांसु बीतु, जे रातीवाहु देस्यूं ॥ १५१

अलूपानि जण साथि मोकल्या, देपाडयूं मेल्हाण ।
घोडा हाथी ऊंट पोठीया, वेसर पूठि पल्हाण ॥ १५२

मलिक तणा जूजूआ मरातब, मांहि भला भ्रूझार ।
दल जोयंतां दीस आथम्यउ, तुहि न आवइ पार ॥ १५३

बंदीवालू घणा सीदाता, दीठा पाडइ डाढि ।
दीसि अगासइ तावडि दाझइ, रातइ घाइ ताढि ॥ १५४

थानविछोह्यां बालक रोवइ, दीसइ सरपां दूप ।
आगइ एक टलवलइ तिरसइ, बीजी लागइ भूप ॥ १५५

एक मांदा, एक न सकइ ऊठी, एक अणूहाणा ऊघाडा ।
दाणा पांच लहइ नवि पावा, एक तणइ पाप लोहडां ॥ १५६

एक जूजूआं हालरां कीधां, वाध्रइ वांध्यां आलइ ।
एक छोरू मायबापविछोह्यां, एक पाडीआ गालइ ॥ १५७

करी विछोह जूजूआं कीधां सवि नारी नइ नाह ।
बाल वृद्ध टलवलतां दीठां, फटकि ऊछली घाह ॥ १५८

एक भणइ - अम्हे जनमि आगिलइ हींडयां किस्यूं अणूरूं ।
तुरकां पासि पाडीआ देपि, वहरी दीधउं पूरूं ॥ १५९

कूडी सांपि कइ अम्हे दीधी, कइ चडाव्यां आल ।
कइ जणणी उछरंगि रमंतां थान विछोह्यां बाल ॥ १६०

गाइ तणां कइ गोचर पेडयां, कइ लोप्या आघाट ।
कइ अम्हे जई जंगलि मुध लीधां, कइ किहां पाडी वाट ॥ १६१

कइ अम्हे मायबाप नवि मान्या, वेदवचन ऊथाप्यां ।
कइ अम्हे एकादशी नवि कीधी, विप्रदान नवि आप्यां ॥ १६२

कइ अम्हे कुलआचार लोपीउ, कइ संमेडा लाया ।
कइ घरि आव्या अतिथ न पूज्या, तिरस्यां नीर न पायां ॥ १६३

कइ परनारीगमन आचरयां, कीधां पातिक पंच ।
पाघां धान उलवइ वइसी, छोरू कीधां वंच ॥ १६४

भरयां सरोवर पालि ऊसासी, पीपलि दीधा घाउ ।
देव तणा प्रासाद पडाव्या, कइ हरि लाउ पाउ ॥ १६५

लाप लूण तिल वुहरया वीक्या, कन्याविक्रय कीधा ।
सोम सूर कइ राहु गिलंतइ महादान को लीधां ॥ १६६

कइ विश्वासघात अम्हे कीधा, कइ अवगुणीयां पात्र ।
कइ धन प्राणि पियारां ऊटी पामर पोष्यां गात्र ॥ १६७

जन्म लगइ जेहनां धन लीजइ, तेह चाडि संग्रामि ।
कइ आपणा प्राण ऊगारया, रूंध्यउ मेहल्यउ स्वामि ॥ १६८

कइ अम्हे स्वामिद्रोह आचरीया, कीधां आसवपान ।
कइ अम्हे ब्रह्म घात को कीधा, कइ पाडया वंधान ॥ १६९

कइ अम्हे नीचसंग आचरियउ, कनक चोरीया कापी ।
तुरक तणइ वंधानइ पडीयां, कहउ अम्हे केहइ पापि ॥ १७०

तुलसीपानि कान्ह नवि पूज्या, जीवदया नवि पाली ।
अंगीकरीयां वचन कइ लोप्यां, कइ अम्हे काहरि वाली ॥ १७१

सूंप्या द्रोह कइ अम्हे कीधा, कइ छानां विप दीधां ।
आस्याभंग कइ अम्हे कीधा, कइ धन प्राणि लीधां ॥ १७२

कइ अम्हे सप्त विसन आचरीयां, कइ परनंदा कीधी ।
कइ अम्हे दीनदया नवि पाली, लांच अयुगती लीधी ॥ १७३

एहवां वचन खामणां बोलइ, विहुं करि पीटइ आप ।
केहां जनम तणां इणि वेलां, आवी लागां पाप ॥ १७४

एक भणइ ए हुंतउ भरुंसउ, जे छोडवसइ कान्ह ।
कीधउ मेल मिल्या दलि आवी, तेह तणा परधान ॥ १७५

झूरमझूरा करइ विमासइ, हवइ जमारइ आणइ ।
जउ कान्हडदे नहीं छोडावइ, रह्या नही तुरकाणइ ॥ १७६

इसी वात सांभली प्रधाने, वान विगूचतां दीठां ।
कटक मांहि डांगुरु फेराव्यउ, कथन कहाव्यां मीठां । १७७

पटपउ कटक करी मेलावउ, कान्ह जेतलइ आवइ ।
ऊग्या सूर तणउ जउ साचउं, सही वान मेल्हावइ ॥ १७८

ग्या प्रधान कान्हडदे आगलि, अलूखान मोकलावी ।
लेस्यूं घाउ रहेज्यो मांडी, दिवस विहुं मांहि आवी ॥ १७९

जई प्रधानि जालहुरि कान्हड कटकस्वरूप जणाव्यउं ।
पाटण थिकउ देव सोमईउ ढीली भणी चलाव्यउ ॥ १८०

कटक सनाहु हाथी घोडा, साहण संप न पार ।
गूजराति सोरठीयां माणस, झाल्यां वान अपार ॥ १८१

करी प्रतन्या राउल कान्हडि – तउ जिमीसइ धान ।
मारी मलेछ देव सोमईउ अनइ छोडाविसि वान ॥ १८२

लेप लिपाणा आयस दीधां, फिरइ दिशि ऊपहाणा ।
करी सजाई पुहर पाछिलइ, तेडया राउत राणा ॥ १८३

राजवंस छत्रीसइ मिलीया, पांडा लाप विच्यारि ।
एक एक पाहइ सपराणा, जिहि भुजि नावइ हारि ॥ १८४

पाणीपंथा नइ पुरसाणी, एक तुरकी तुरंग ।
सूडापंपा नइ किहाडा, एक नीलडा सुरंग ॥ १८५

पंचवर्ण तेजी पापरीया, फुंफूहोल पहाण ।
सोनां तणां सांकलां पाए, हणहणीया केकाण ॥ १८६

प्रांणि पुरातलि धरणी पूंदइ, एक न मानइ सार ।
बारगिरी तेजी दिवराणा, चालइ ऊवट बाट ॥ १८७

सावलोह पापर नइ चामर, घणी घूघरी घमकइ ।
पाणी तणी ढलकती छागल, नीचां फूमत मूंकइ ॥ १८८

अंगा टोप रंगाउलि पांडां, पेडां पटा कटारी ।
सींगणि जोड भली तरूयारी, लोजइ सार विसारी ॥ १८९

छत्रीसइ दंडायुध लीधां, पडणि पट्यां तिणि वार ।
आस्यापुरी सकति कर जोडी, राउलि करीउ जुहार ॥ १९०

पूजा करी कुसम नइ चंदनि, एक राउत पाए लागइ ।
आस्यापुरी कान्ह जीपाडे, कही आसिका मागइ ॥ १९१

॥ अथ भडाउलि ॥

राजा कान्हडदे तणइ कटकि पाछिलइ पुहरि कडाहि

चडइ[१]। वाज पडइं[२]। सिंहथि थीडां[३]। प्रवाहि घोडा पडपता न सहइ[४]। थानांतरि वहिलां सुपासण चाल्यां ॥[५]

कंठालीया किस्या[६]। भंडार भरीया। आलोचि आत्मानइ आव्या। मंत्र मुहाडि हूई। शेहथ सीपामण हूई[१०]। गोत्रदेव्यानइ नैवेद्य नीपनां ॥[११]

सूरा सुभट पित्री तणे घरे घोडा पाठव्या[१२]। छत्रीस वर्ण तणा घोडा। किस्या किस्या घोडा। उज्जरा[१५]। गह्वरा। फारा। तोरका। भारिजा। सींधूधा[२०]। अहियाणा। पहिठाणा। उत्तरदेसना ऊंदिरा। कनूजदेसना कुलथा। मध्यदेसना महूयडा[२५]। देवगिरा। देवगरा देपाऊ। रुंवरा। वेबाणा। संभ्राणो[३०]। पाणीपंथा। ऊराह्वा। शेराह्वा। कालीकंठा। किह्वाडा[३५]। करडा। करडागर। नीलडा। मल्हडा। हरीयडा[४०]। शरेपंडा। टूंकरुना। पेत्र पुरासाणी। वाहडदेशना घोरीया। लहिट्ठूया[४५]। गंगेटीया। हंसजादर। ऊडणभ्रमर। ऊधस्यां फोरणां। चपल चरण विस्तीर्ण[५०]। शालिहोत्रि प्रतिष्ठा सिद्धा। विशेष गति करइ। मनस्यूं चालइ। पवनस्यूं तरइ। पाटोप पग देई ऊतरइ[५५]। लक्षण मनि धरइ। समुद्र मांहि वस्या। कसवटी कस्या। ते घोडा पृथवी पुरतालइ ॥[५९]

वाघवालीया च्यारि च्यारि चिल्ला छइ[६०]। किरि जाणीइ आकाशि तणां गमन करशि। अथवा पाताल तणां पाणी प्रगटावशि।

ते घोडा गंगोदकि स्नान कराव्या[६३]। तेह तणि सिरि श्रीकमलि पूजा कीधी। तेह तणी पूठि बाननाचंदन तणा हाथा दीधा।[६५]

तेह तणी पूठि पंचवर्ण पाखर ढाली[११]। किसी किसी पाखर । रणपखर । जीणपखर । गुडिपखर[९०]। लोहपखर । कानलीयाली पाखर[९२]॥

तेह घोडा तणी पूठि पंचवर्ण पल्हाण पड्यां[९३]। किस्यां किस्यां पल्हाण । कुली कुंकूरोल[९४]। चोडीया नागफणा । वाजती वज्राउली । वेसरां वहिरपां । थलथलारा गुंछां । आहांस्यां ऊकढा[९०]। पुहुली पातली पटाट। ढलकती छागल। पीतलहर पागडां[९३]॥

तेहे घोडे किस्या किस्या पित्री चडीया[९४]। पंचवीस वरस ऊपहरा[९५]। पंचास वरस मांहि । लुवसंधानीक। वीराधिवीर। आकरणांत मूंछ। नाभिप्रमाण कूंच[९०]। उदार झूझार। हईइ सुविचार । थोडउं बोलइ । मनसिउं तिरइ पवनसिउं चालइ। कीर्त्ति विस्तरइ[९५]। परनारीसहोदर। संग्रामि सधर। बोलावी मारइ । मारी मरइ। आपणा स्वामी तणूं काज करइ[१००]। छत्रीसइ दंडायुध धरइ । हथीयार वावरइ । पडगानइ राव भणी नमस्कार करइ[१०३] ॥

तेहे राउते चालते हूंते[१०४]। हस्ती गुडीया। तुरी पाखरीया । रथ जूता[१०७] ।

राउत चडीया[१०८]। सनाह लीधा। किस्या किस्या सनाह[११०]। जरहजीण । जीवणसाल । जीवरखी । अंगरखी । करांगी[११५] । वज्रांगी । लोहचढलुडि । समस्त संनाह लीधा। सज्जीभूत हूआ । मुगट तणा शृंगार धडहडीया[१२०] । रतनाउली झलकती। मोजां कठी कसकशी । राग रसउशी । नाघ धज्राउली वाजी । साहण फडहडा[१२५] । फेतकारती

फेणाउली । असणि ऊडी । रज रमीं । अंधकार प्रवर्त्यउ रूप हारव्यउ। सूर्य पेहि करो आछायउ ।[130]

छत्रीस दंडयुध लीधां[131]। तेहे राउते चालते वंदीजन विरदावली वोलइ छइ। सूरा राउत चडोया। हाथी हाथीयासूं। घोडा घोडास्यूं[135]। पाला पालास्यूं। पडग तणा पाटक। पेडां तणा भाटक। तरूयारि तणा झाटक। धुनुप तणा धोंकार[140]। अणी तणा अंगार। वाण तणी वृष्टि। इसी सूरा राउत तणी सौर्यवृत्ति[143] ॥

॥ पवाड ॥

आसापुरी आसिका आपी, त्रंवकि वाजी सान ।
ढोल ध्रसूकइ डूंगर कंपइ, चडीउ राउल कान्ह ॥ १९२

ऊपरि थिकां सांचरइ साहण, वेगि पुहुतां घांटी ।
नद्द वाजी धमधमी धरणी, तरवरीयां तलहटी ॥ १९३

जइत देवडइ करी वीनती-वीडउं करउ पसाउ ।
राउल कान्ह प्रतापि तुम्हारइ अम्हे जई लेस्यूं घाउ ॥ १९४

मान्यउ वोल देई सीपामण इम कान्हडदे राइ ।
पइसी प्राणि असुर मारेज्यो, रपे हसारथ थाइ॥ १९५

कटक ऊपडीयां करी दमामां, विढस्यइ जई तुरकांणइ ।
आव्या हेरू वात जणावी, छइ मेल्हाण सिराणइ ॥ १९६

करी केडि तुरकांणा पूठि, प जापस्यइ दूरि ।
पूठि मिल्या तारव्या तेजी, जई आथिमतइ सूरि॥ १९७

दीवी सहस विच्यारि करावी, नइ वाजइ रिणकाल्ह ।
कटक थिकउं ऊगमणइ पासइ कोधउं झाकझमाल॥ १९८

जांगी ढोल सातसइ वाजइ, यीहामणां नीसाण ।
मांटी सघे मूछि वल घालइ, कायर पडइ पराण ॥ १९९

करी चि फोज मालदे राउल, ग्यु आथमणइ पासइ ।
पइठां कटक काठगढ भांजी, चउकी रह्या ति नासइ ॥ २००

पडी मेल युंवारव वरत्यु, हींदू कीधी हाक ।
ऊडो ऊघ नइ एक दिसि मुहुडया, काने पडोया ढाक ॥ २०१

गमे गमे दीसइ अजूयालां, म्लेछे छांडी छाक ।
आपोपरि असमुहीया ऊठइ, कटकि पडीउ वलकाक ॥ २०२

ऊंचे हाथि धाहि पोकारइ, बोलावइ किरतार ।
आणीचार किम्हइ ऊवेलइ, करइ अम्हारी सार ॥ २०३

जिरहजीण लिवराइ अवलां, आंगा सींगिणि वाण ।
ऊतावलां घलाइ अवलां, तेजी पूठि पह्लाण ॥ २०४

कीधी पवरि पान आगलि जई, पहवउं कहइ पवास ।
फिरी वींटि दलि हींदू आव्या, लसकरि पडीउ त्रास ॥ २०५

अलूपानि हाथी पपराव्या, पह्लणाव्या तोपार ।
हल हल करी भणी अजूयालां सांचरिया असवार ॥ २०६

आपपिराया विगति न लाभइ, दहु दिसि हींदू आवइ ।
घइठी मूठि म्लेछ मारंतां पांडाना घा फावइ ॥ २०७

तीन्हा तुरी ऊडवइ राउत, भला ग्रावरइ भाला ।
माझिम राति म्लेछ मारंतां दह दिसि हींडइ भूला ॥ २०८

सपराणा सींगिणि गुण गाजइ, तीन्हा तीर विछूटइ ।
जरदजीण आंगा वींधीनइ अंगि सूंसरा फूटइ ॥ २०९

अंगोअंगि पटे अणीयाले प्राणइ पापर फोडइ ।
पांडा तणे घाइ सपराणे सांधिइ सांधि विछोडइ ॥ २१०

रणि राउत वावरइ कटारी, लोह कटांकडि ऊडइ ।
तुरक तणा पापरीया तेजी, ते तरूआरे गूडइ ॥ २११

माल तणी परि याथे आवइ, प्राणइ विलगइ झूंटइ ।
गुडदा पाट्ट दोट वजावइ, भिडइ प्रहारे मोटइ ॥ २१२

ऊपरिथा पूंतार विछूटइ, भूतलि भाजइ पाउ ।
वाढी सूंढि ढोलीइ ढांचा, धरणि वलइ नीहाउ ॥ २१३

भाजइ कंध पडइ रिण माथां, धगड तणां धड धाइ ।
माहोमांहि मारेवा लागा, विगति किसी न लहाइ ॥ २१४

हीदूए मारीथल कीधउ, पग मेल्हणउ न जाइ ।
लोही तणा प्रवाह ऊलटीया, दीसइ विहाणा मांहि ॥ २१५

दोर सिराचा फेरी पाडइ, डहिली तणा बंधाण ।
वाढी चंव जूजूआ कीधा, नइ छोडाव्यां वान ॥ २१६

घोडा हाथी ऊंट पोठीया, सवि ऊदाली लीधा ।
सादल सीह मलिक वि मोटा, वंदि जीवता कीधा ॥ २१७

अलूपान पकलउ नाठउ, जे हूंतउ सपराणउ ।
सादी मलिक ऊंवरउ मोटउ, ते रिणखेत्रि मराणउ ॥ २१८

एक नाठा जाइ दिसि मुहुडया, ऊडी धीवी अपार ।
करस्यइ केडि मारेस्यइ हीदू, ऊवेले किरतार ॥ २१९

बीजइ दिन राउति रिण सोधिउं, दीठां पडयां पल्हाण ।
हाथी तणी पांजरी भागी, धरणि ढल्या केकाण ॥ २२०

पेडां पांडां पडयां जूजूआं, भाला सांगि कटारी।
भागे कणशि पडी तरूयारि, म्लेछ मांकडा मारी ॥ २२१

कंध कवंध पडया रणि दीसइ, कीधउ कचरावोह।
सोमनाथ मूकाव्यउ राउलि, पछइ पपालियां लोह ॥ २२२

नवइ लाप वान मूकाव्यां, वरत्यउ जइजइकार।
धन्य धन्य राउल कान्हडदे, कृष्ण तणउ अवतार ॥ २२३

॥ चउपई ॥

चाहूआण कुलि पुण्य अपार, पुण्यइ म्लेच्छ करिउ संहार।
पुण्यइ एक आरोगइ पान, पुण्यइ घरि सांपडइ निधान ॥ २२४

पुण्यइ हुइ सुकुलीणी नारि, पुण्यइ तेजी वाझइ वारि।
पुण्यवंतनइ सहु को नमइ, पुण्यहीण नर भूला भमइ ॥ २२५

पुण्यइ रोग न आवइ अंगि, पुण्यइ पुरुष रमइ मनरंगि।
पुण्यइ अंगि न आवइ रीस, पुण्यइ विप्र दीइ आसीस ॥ २२६

पुण्यइ वाह्लां नही वियोग, पुण्यइ हुइ सजन संयोग।
पुण्यइ पहिरीइ वारू चीर, पुण्यइ हुइ फूटरां सरीर ॥ २२७

पुण्यवंतनां दुसकृत टलइ, पुण्यवंतनइ चामर ढलइ।
पुण्यवंत सिरि छत्र धराइ, पुण्यवंत नवि पाला जाइ ॥ २२८

पुण्यइ मयगल याझइ बारि, पुण्यवंत भुज़ नावइ हारि।
पुण्यइ हुइ नित नवला रंग, पुण्यइ सुणीइ वेणिमृदंग ॥ २२९

पुण्यइ सूईइ तलाई पाट, पुण्यइ कीरति बोलइ भाट।
पुण्यइ घरि नवि खूटइ धान, पुण्यइ हुइ पुत्रसंतान ॥ २३०

पुण्यइ करी राय दीइ मान, पुण्यइ हुइ पाधरा प्रधान।
पुण्यइ घरीइ सोनासार, पुण्यइ पहिरीइ मोतीहार॥ २३१

पुण्यइ पामीइ विद्या वली, पुण्यइ हुइ कीरति ऊजली।
पुण्यवंत घरि त्रिणि वार अट्ठोत्तरसउ मंगलचार॥ २३२

पुण्यइ मुषि कूडउं नवि चवइ, पुण्यवंत पृथवी भोगवइ।
पुण्यइ पुण्य करइ आदरी, नितु दीवाली पुण्यइ करी॥ २३३

जे जे आण्या वानर वीर, पुण्यइ पाथर तरीया नीर।
पुण्यइ अणयुगतूं संभवइ, रामि राक्षस हणीया सवइ॥ २३४

कूरव कूड न सीधउं काज, पुण्यइ पांडव पाम्या राज।
पुण्यप्रसंसा पुहुवि करी पद्मनाम पंडित विस्तरी॥ २३५

कान्हडदेनइ पुण्यइ करी, जगि जय दीधउ आसापुरी।
वल्यां कटक आणंदिउं सहू, कीरति बोलइ वंदिण बहू॥ २३६

नगर भणी सांचरीउ राउ, ततपिण वलिउ नीसाणे घाउ।
मेल्या रुद्र न लाई षेव, नगर भणी पधराव्या देव॥ २३७

जीतउ कान्ह वात इम सुणी, नगरलोक थइ वद्धामणी।
भदनमेरि भूंगल भरहरइ, वर्ण अढारइ जय जय करइ॥ २३८

सवि तलीयातोरण झलहलइ, नगर मांहि गूडी ऊछलइ।
फल्या मनोरथ पूगी आस, ठामि ठामि दिवराइ रास॥ २३९

नारी करइ लूणलूछणां, नगर मांहि मांडयां पेषणां।
मारगि नवां पाथरयां चीर, फूल पगर परिमल अबीर॥ २४०

पद्मनाम कवि इणि परि भणइ, आव्या राय नगर आपणइ।
बीजा छइ जे राणा राय, आपापणे आवासे जाइ॥ २४१

पांडव दीइ चासणी पाण, चालि लेई थांध्या केकाण ।
सविकहि हियइ हरष न माय, माहिलइ मुहलि पधारीया
राय ॥ २४२

॥ राग धन्यासी, धूत्र ॥

मांडवि मिलिय सुहासणी, सपी उढणि नवरंग घाट कि ॥
जीतउं सहीय वधामणूं ए ॥ २४३

हियडइ हरष अपार कि, सपी बोलइ मालदे वीर कि ॥
जीतउ सहीय वधामणूं ए ॥ आंचली ॥ २४४

हार निगोदर वहिरपा, सपी नेउर रणझणकार कि ॥
जीतउं० ॥ २४५

त्राट करु करि कनकमइ, सपी मोतीयडे पूरु चुक कि ॥
जीतउं० ॥ २४६

तिलक करु कुंकुम तणां, सपी तिणि रंगि राउ वधावु कि ॥
जीतउं० ॥ २४७

असुर दली घरि आवीउ, सपी शंकर छोडीउ वंध कि ॥
जीतउं० ॥ २४८

कान्हडदे जीवे घणूं, सपी वेलिइ मालदे वीर कि ॥
जीतउं० ॥ २४९

॥ चउपई ॥

सरसां संवल नइ पहिरणां, पाछां यान चलाव्यां घणां ।
अवला विप्र दीइ आसीस, कान्हड जीवउ कोडि वरीस ॥ २५०

सोमनाथ आराधइ कान्ह, नितु नितु पंचामृति सनान ।
पूजा तणा सोल उपचार, चंदन कुसुम तिलक शृंगार ॥ २५१

नितु नितु पूजा हुइ नवनवी, सहू जुहारइ भगति स्तवी ।
नवे पंडि कीरति विस्तरी, कान्हडि वात असंभम करी ॥ २५२.

नरकपात ऊवेलइ जेउ, मोटा संकट छोडिउ तेउ ।
मूरति पांच एक लिंगथी, छठी तास जमलि को नथी ॥ २५३

सोरठ भणी पधराव्यउ लिंग, एक भाग वागडि लोहसिंग ।
आवू ऊपरि थाहर भली, मूरती एक तिहां मोकली ॥ २५४

मूरति एक जालहुर मांहि, तिहां प्रासाद कराव्यु राइ ।
देउल एक सईवाडी मांहि, पांच ठामि शंकर पूजाइ ॥ २५५.

पांच लिंग जे पूजा करइ, गर्भवासि ते नवि अवतरइ ।
पद्मनाभ पंडित इम कही, पहिला पंड समापति हूई ॥ २५६

*

# द्वितीय खंड

॥ चउपई ॥

बीजा खंड तणउ प्रारंभ बोलइ पद्मनाभ कवि बंभ ।
राजरिद्धि उच्छव नवनवा, साचइ न्यायि लोक पालिवा ॥ १

जे जे तुरक नासी ऊगर्या, एक ठामि जई जंगलि मिल्या।
एक ऊघाडा वस्त्रविहीण, क्षुधा करी एक थाइ पीण ॥ २

एक घूमंता जाइ घाइ, एक डोली ऊपाड्या जाइ ।
एक तणइ मुखि टोईइ नीर, पाला पुलइ ऊंबरा मीर ॥ ३

रानि रुलंतां थया दिन घणा, ढीली नयरि गया ऊगणा ।
अलूपान अंधारूं करी, वस्त्र एक मुखि अंतरि धरी ॥ ४

इसउ वेष नवि भावइ भलउ, नगर मांहि पइठउ एकलउ।
भागां तणी वात इम सुणी, ठामि ठामि रोइ तुरकणी ॥ ५

टोले टोले पडइ करांपि, नीरप्रवाह वहइ जिम आंपि ।
एक फाडइ पहिरण सूंथणी, पाए नेउरी भांजइ घणी ॥ ६

एक नांपइ एकाउलि हार, एक ऊतारइ सवि सिणगार।
ताणइ वीणि विछोडइ दोर, एक लूस्या दीसइ वंदोर ॥ ७

एक नवि रहइ पुहर नइ घडी, एक आलोटइ आडी पडी।
थयु विषवाद पान नइ फूलि, एक रोआवि मुहुगी मूलि ॥ ८

एक तणा बांधव भरतार, एक तणा फूटरा कुमार ।
जे जे हता रिणवाउला, एक तणा मारया माउला ॥ ९

अलूपाननइ यइ सवि शाप, पक तणा रणि मारिया वाप।
सांथविसाहणे पडीया वाट, नगर मांहि दिवराणां हाट ॥ १०

पकइ पकि सुणीजइ सगइ, चाली वात पातिसाह लगइ।
आव्या जे जीवता निदानि, ते तेडी पूछ्या सुलतानि ॥ ११

अलूपान पवडु भडवाउ, किम चहूआणे दीधउ दाउ।
वोलइ तुरक यामणइ सादि, आगलि रह्या करइ फिरीयादि॥ १२

वचन अवधारउ असपति राइ, जे जे वीतुं लसकर मांहि।
पोजन सीदा मारीया पान, नवइ लाप छोडाव्यां वान ॥ १३

मारया पोहर पास पवास, सैद मुलाणे लीधा वास।
यंद गुलाम सवे तिणि वार, समरंगणि पाडया परदार ॥ १४

हण्या हवसी पांडाधार, मूगल वचा न लाभइ पार।
हाथी सवे ऊदाली लीया, तेजी तापति छंडावीया ॥ १५

ऊदाली लीधां हथीयार, पान तणा लूस्या भंडार।
जिह ऊपरि वाल्हिमनइ हेज, पातसाहना बे भाणेज ॥ १६

सादल सीह मलिक जे हता, प्राणइ यंदि करया जीवता।
दीठउं इस्यूं अम्हारइ नेत्रि, सादी मलिक पडिउ रिणखेत्रि ॥ १७

वात वात छेहि करइ सलाम, केता मलिक न जाणउं नाम।
पकमना मारइ रजपूत, हीदूनउ छोडाव्यउ भूत ॥ १८

सुणी वात रणि कीधउ रोल, पातसाहि नांष्यउ तंवोल।
सुरताणी घोडा हाथीया, कान्हडदे ऊदाली लीया ॥ १९

मीर मलिक मारया रिण मांहि, इसी वात देसाउरि जाइ।
ढीली नवि वइसइ दीवाण, वाहरि मुहल न दीइ सुरताण ॥ २०

अलूपानि विसणाडिउं काज, कटक मरावी आव्यउ आज।
करइ वात इम सारूं राज, अलूपानि जो आणी लाज ॥ २१

इसी वात बोलइ परधान, रपे मुहल मांहि आवइ पान ।
अलूपानि विणसाडिउं काम, पातसाहनूं लूण हराम ॥ २२

[अलूपाननउ जाणी दोस, पातसाह मनि आणिउ रोस ॥]२३

॥ पवाडु ॥

पातिसाह मनि वात विमासी नाहर मलिक बोलाव्यउ ।
साथि थिकउ भोजलु पांडाधर मुहल आगिलइ आव्यउ ॥ २४

करी मसूरति देई सीपामण, नामजाद ल्यउ साथि ।
मारूआडि ऊपरि सुरताणइ बीडउं आप्यउं हाथि ॥ २५

मोटा मलिक सवे तेडाव्या, साहण करउ सजाई ।
सोनगिरानूं विग्रह मांडउ, मारूआडि मांहि जाई ॥ २६

पाणी धान चलावउ साथइ, सोवति वाहु अपार ।
आपआपणा मरातब लेज्यो, मांहि भला झूझार ॥ २७

नामजाद मयगल मदमाता, ल्यउ साहण सपराणूं ।
साथि घणूं पायदल पालउं, वेगि दीउ पियाणउं ॥ २८

करी कूच जाईनइ लेज्यो मारूआडिनूं पासूं ।
पातिसाह पहचूं मुखि बोलइ, वली रपे हुइ हासूं ॥ २९

करस्यउ काम विछेदइ जाई अम्ह आयस परमाण ।
नाहर मलिक पातिसाह केरउं सिरि कीधउं फुरमाण ॥ ३०

दल हल करी कटक सामहणी, भलूं महूरत लीधउं ।
करी सिलाम वलिउं सहू पाछउं, पछइ पियाणउं दीधउं ॥ ३१

पातिसाहनी आण न मानइ, हींदू करइ पराण ।
सामतसी राउलनु बेटउ कान्हडदे चहूआण ॥ ३२

जालहुर गढ विसमउ अछइ, लेस्यूं प्राणि मारी ।
कइ तलहटीइ घोरि जई पइसूं, पणि नवि आवउं हारी ॥ ३३

बोलइ बोल मलिक सपराणा, भिडतां किम्हइ न भाजइ ।
कीधउं कूच ऊपडीयां साहण, ढोल भ्रसूकइ वाजइ ॥ ३४

भागां झाड बीड थिउं पाधर, कादव कीधां पाणी ।
डूंगर तणां सिपर जिम चालइ, तिम हाथी सुरताणी ॥ ३५

तुरक तणा देस ऊतरीया, वाजंते नीसाणे ।
घुली वाटघाट गिरिकंदर, कटक गयां समीयाणे ॥ ३६

रीसाविउ राउल भत्रीजउ, तहीं लगइ छइ थाणइ ।
सांतल सीह तणी परि गाजइ, सयल वीर समीयाणइ ॥ ३७

जाणी वात देसि दल आव्यां, बूंबिबूंब सुणीजइ ।
सांतल भणइ करउ मेलावउ, जाई चुपट घाउ लीजइ ॥ ३८

जोई वाट राउल कान्हडदे, अन्नी नगरि को नावइ ।
कटक भणी तउ बाहरि चडीअइ, जउ सांतल तेडावइ ॥ ३९

पित्री तणउं तेज सपराणउं, सांतल करइ बाहार ।
गमे गमे मेलावा आवइ, जेह भला झूझार ॥ ४०

करी सजाई सहू सांचरिउं, पाखरीया तोखार ।
जरहजीण टोप रंगाउलि, वली लीयां हथीयार ॥ ४१

नाहर मलिक तणइ दलि मिलीया मंजोहरि चहूआण ।
हूउं जाण जे हींदू आव्या, पलभलीउं मेल्हाण ॥ ४२

भिडयां फटक रिण काहल वाजइ, वाहइ पांडाधार ।
सांतलसीहि सांफलउं जीतूं, मारिया म्लेछ अपार ॥ ४३

नाहर मलिक ऊसरीउ पाछउ, हुई असंभम वात ।
तुरक तणा ऊदाली लीधा तेजी सइ छ-सात ॥ ४४

मारी मलिक अवाला कीधा, मचकोडिउं तुरकाणउं ।
द्रूडी नइ छंडाव्या थाहर, वेडि गया विहाणउं॥ ४५

घोडा सवि जाल्हुरि मोकल्या, सरसां संवल देय।
सांतलसीहि सांफलूं जीतूं, हरष्यउ कान्हडदेव ॥ ४६

वली मलिक सूंडीनइ आवइ, देषु करयउं अम्हारुं ।
एक वार वरांसउ चीतउ, वली अम्हे किम हारुं॥ ४७

समीआणे गढरोहउ कीधउ, सांतल न करइ जाण।
बीजे राउते तेडाव्या कान्हडदे चहूआण ॥ ४८

सवा लाष पांडायत सरसु, पाषरीए केकाणे ।
समीआणे राउल कान्डडदे आव्यु छडे पीयाणे ॥ ४९

एकइ गमइ ऊतरीउ सांतल, वणु मेलावउ लेय।
बीजइ गमइ कटकि जई विलग्, राउल कान्हडदेव॥ ५०

गमे गमे मारेवा लागा, मलिक सवे विचि कीधा ।
अंगोअंगि विहुं दलि साम्हा मलिन्हि ऊथला दीधा॥ ५१

सोंगिणि गुण सपराणा गाजइ, साम्हा आवइ तीर ।
ऊडयां लोह वीज जिम झबकइ, भिडइ ति मोटा मीर॥ ५२

विहुं गमे वलवंता हींदू, वूही एकजि धार ।
वांजा मलिक केतला कहीयइ, मारिउ मलिक नाहार ॥ ५३

राउत मांहि घणउ सपराणउ, सींधल कुलि सपराण ।
भलउ मिडिउ रिण साम्हउ चाल्यउ, सुहडइ छांडचा प्राण ॥ ५४

आज लगइ सहू को जाणइ, समरंगणि सपराणउ ।
भिडकमाड भोजलु पंडाधर, ते रिणपेत्रि मराणउ ॥ ५५

जीता तणी वधावी वाजी, मीर मलिक सवि मारचा ।
भागां कटक राय चहूआणे, तउ जाल्हुरि पधारचा ॥ ५६

जाणी वात सांढीउ आव्यु, जे हूंता सपराणा ।
नाहर मलिक भोजलु पंडाधर, बे रिणपेत्रि मराणा ॥ ५७

इसी वात सांभली सुरताणि, जे चहूआणे जीतुं ।
नाहर मलिक तिसी परि कीधी, अलूपान जे वीतूं ॥ ५८

वारइ वारइ हारि सांभली ततपिण हूउ हराण ।
किसी बलाइ ऊठी तुरकांणइ, इम बोलइ सुरताण ॥ ५९

पानज्यांह नइ मलिक इमादल, मलिक नेब ए च्यारि ।
कमालदीन मलिक तेडाव्या, ततपिण मुहल मझारि ॥ ६०

माहिलइ महलि मसूरति वइसी, वात करेवा लागा ।
जे जे मलिक कटक लेई जाई, ते चहूआणे भागा ॥ ६१

पातिसाह मूछइ वल घाली विसमा बोल्या बोल ।
जे को माहरी आण न मानइ, चूकइ ठाम निटोल ॥ ६२

गौड चौड गाजणउ कनूजउ, मरहठ मइं घसि कीधा ।
लाड देस नइ सिंधु सवालप, गूजर सोरठ लीधा ॥ ६३

मइं लीधा मालव चंदेरी, मांडव सारंगपुर ।
रिणथंभोर चीत्रोड भला गढ, वली लीउ नागुर ॥ ६४

मि पूरव दिसि जमणापुर मथुरां, वली ति अंतरवेघ ।
मइं काकपुर भोजपुर उडीसा, प्राणइ चांपी लीध ॥ ६५

पूरव सागर लगइ कटक लेई, आगइ दीउं पीआणूं ।
मइ डुडी राय देस छंडाव्या, तिहां अम्हारउं थाणूं ॥ ६६

हींदूस्थानी अनइ पंडूआ, वली जालंधर लीधा ।
मइं कासमीर कामरू हिमाचल, गौड लगइ वसि कीधा ॥ ६७

पुरासाण मइं पुरतलि पूंधउ, प्राणि लीउं निधान ।
मइं मारी मूंगल दल भांज्यां, लीउं ऊच मुलताण ॥ ६८

चीण भोट दंडूर देसपति ढीली ऊलग ल्यावइ ।
ढोरसमुद्र लगइ मोडोधा अम्ह घरि दंड ले आवइ ॥ ६९

कलवंगुद्र नइ आनागूंदी, बेदर देस तिलंग ।
वुहुरइ सान पान जिहां पहिरीइ, वाणी वोलइ चंग ॥ ७०

पहवी भूमि विषम मइं चांपी, पांडा प्राणइ लीधी ।
देवगिरि जे राउत रामदे, तिणइ बेटी दीधी ॥ ७१

ऊडणभमरा माहि जे विसमा दरीया भीतरि बेट ।
सिंघलदीप तणउ जे राजा हाथी पूरइ भेट ॥ ७२

कूची कलहथ जावामंदिर, हरमज विसमा ठाम ।
तेह तणा माल अम्ह घरि आवइ, ते अम्ह करइ सिलाम ॥ ७३

सेतबंध रामेस्वर सुणीइ, वानरि बांधी पाज ।
घरतइ आण तिहां जण माहरा, इसूं अम्हारूं राज ॥ ७४

विषम दुर्ग मइ सवि पालटीया भरतपंडि भडवाउ ।
जालहुर गढ विसमउ सुणीइ चाहूआणनउ ठाउ ॥ ७५

आगइ वार विच्यारि हराव्या, तुरकि न लाधउ लाग ।
मोटे राजि लाज अम्ह आवी, पहवु हईइ वइराग ॥ ७६

आणी वार जालहुरि जईनइ, तेज अम्हारउं दाखूं ।
कइ सोनगिरि पालटूं प्राणि, कइ अम्हे आयुध नाखूं ॥ ७७

पातिसाहि जउ करी प्रतिज्ञा, नइ दीधउं फुरमाण ।
पाटण हूंतु पान तेडावउ, इम बोलइ सुरताण ॥ ७८

कासीद तेडी छडें पीआणे, पाटण भणी चलाव्यउ ।
थाणदार जउ साम्हउ आवी, सिरि फुरमाण चडाव्यउं ॥ ७९

वांचिउ लेप सजाई कीधी, तेडाव्या सोनार ।
सोना तणउं कराव्यूं मंदिर, वारू पोलि पगार ॥ ८०

बावन मण सोना तिणि लागा, पानि सरीसउ लीधउं ।
ढोली नगरि जईनइ भेटइ पातिसाहनइ दीधउं ॥ ८१

चिहुं गमे ऊपल्हाणा धाया, पातिसाह फुरमाणि ।
राणा राय मलिक मुडोधा, पान बोलावी आणइ ॥ ८२

गमे गमे सहूइ दलि आव्यउं, चडी चाल्यउ सुरताण ।
जिहां मुकाम दीइ तिहां रूंधइ, सात कोस मेल्हाण ॥ ८३

हाथी सहस विच्यारि पापरीया, घंटा घूघरमाल ।
पाए सांकलां करइ पलूका, कुंभस्थल सुविसाल ॥ ८४

श्रावण मासि ऊनया दीसइ जेहवा काला मेह ।
गयवर ठाठ चालंता दीसइ, जोतां नावइ छेह ॥ ८५

सालिहोत्र जेहनी कसुटी, तेहवा कोडि केकाण ।
गढ जालहुर भणी सांचरीउ साव दलइ सुरताण ॥ ८६

भोई मेहर अनइ ठाठीया, चालइ काहर कमाणी ।
च्यारि सहस साथइ सांचरीया वहइ पखाली पाणी ॥ ८७

वीस सहस कटकीया वाणीया साथइ वस्तु चलावइ ।
गाडे चडी चालती घाणी वांची पेडत आवइ ॥ ८८

मोची गांछा नइ सतूआरा, साथइ चालइ मालो ।
दरजी वावर ऊड चालीया, च्यारि सहस तंबोली ॥ ८९

वगनीघडा फावडि चालइ, भाठो वहइ पमार ।
पांच सहस चालइ भठीयारा, वाटघडा लोहार ॥ ९०

सवे सिलावट सांचरइ साथि, छोह वहइ चूनारा ।
चालइ वुहरा कागलकूटा, हीर तणा तूनारा ॥ ९१

लाप विच्यारि वाणिजू चालइ, यार लाप उलगाणा ।
करकटीया हवसी भाथाइत, फरसीधर सपराणा ॥ ९२

दल चालंतां धरणी कांपइ, सेप न झालइ भार ।
सायर तणां पूर ऊलटीयां, जेहवां रेलणहार ॥ ९३

वरगां ढोल नफेरी वाजइ साथइ सहस अढार ।
जांगी ढोल नीसाण भसूकइ, सुणीइ जोयण चार ॥ ९४

पडइ त्रास भडवाय तुरकनइ, देस दहोदिसि नाठा ।
घणा दिवस दल मारगि चाली मारूआडि मांहि पइठा ॥ ९५

झाझां नीर सरोवर मोटां, दीठां वारू ठाम ।
पहिलां दल समीयाणे आव्यां, कीधउं पाद्रि मुकाम ॥ ९६

असपति राय इसूं मुपि योलइ, आ गढ लीजइ धुरि ।
पाडी भेलि मेल्हीइ थाणूं, तउ जईइ जालहुरि ॥ ९७

लोक सवे नासी गढि चडीया, तुरके तलहटी रूंधी ।
गढ ऊपलिउं राहवणूं वारू, भली सजाई कीधी ॥ ९८

साठि वरस वावरतां पुहुचइ धान तणा कोठार ।
समीयाणे सांतल सपराणउ, मांहि भला झूझार ॥ ९९

सूका पड चिणानी पूली, कोरडि कडय अपार ।
पांच सहस सांतलनी वालि बांध्या चरइ तोषार ॥ १००

काठी लूण वरस सु पुहुचइ, ऊपरि भली सजाई ।
पहिलइ पुहरि विपुहरे सांझइ, साद पडइ भूंजाई ॥ १०१

पाणी भरियां सरोवर ऊपरि, नीठइ नहीय लगार ।
जउ आकासि मेघ उलीचइ, तुहि न आवइ पार ॥ १०२

गिरि ऊपरि गढथाहर विसमी, विसमा पोलि पगार ।
ऊंचा कोठा घणी फारकी, वली ति विसमा मार ॥ १०३

चडी त्रिकलसइ सांतलि जोयूं, दीठउं दल सुरताणी ।
गढ तलहटीइ सरोवर पालि हाथी बांध्या आणी ॥ १०४

ठामि ठामि सावाण सिराचा, डहिली नइ पक चोई ।
ऊंचे थांभे वारगइ दीधी, तेह तणी परि जोई ॥ १०५

अलंव नेजा घणा मरातव, जोतां पार न आवइ ।
सांतलनइ मनि साहण देषी मोटउं अचिरज भावइ ॥ १०६

कटक तणी सामगरी दीठी, सांतलि करिउं वषाण ।
धन्य धन्य दिन आज अम्हारउ, जे आव्यउ सुरताण ॥१०७

कोठइ कोठइ करयां रपोपां, मोटा गडा चडाव्या ।
चाहूआणि चिहुं पासे भींति भला यंत्र मंडाव्या ॥ १०८

ऊतावली ढीकुली ऊपरि पासे मांडी मूंकी ।
आपापणे ठामि सहूइ नित राति जागइ चउकी ॥ १०९

ऊपरि थिका ऊतरइ हींदू, चिलगइ रातीवाहि ।
दीहइ वली सईफलूं मांडइ, आवइ चउपट घाइ ॥ ११०

नित नित मूंडीनइ गढि आयइ साव दलइ सुरताण ।
नित भिडइ रोसाला राउत, नइ सांतल चहूआण ॥ १११

हींदू तुरक पडइ पोसाता, नित नित वेढि ऊतारइ ।
नितु ऊठवइ एकमना राउत, रोसि चड्या रणि मारइ ॥ ११२

वानर तणी परि झडपीनइ एक चडइ गढि धाई ।
माझिम राति कोट ऊपरियी आवइ कटकि हवाई ॥ ११३

ऊपरि थकी ढीकुली ढालइ, लोढीगडा विछूटइ ।
हाथी घोडउं थाडइ आवइ, तेह मरइ थणपूटइ ॥ ११४

ईणि परि जालवइ हींदू, हठि चडीउ सुरताण ।
वरस सात करथउ गढरोहउ, छंडाव्यउ चहूआण ॥ ११५

गढ ऊपरि नितु हुइ पेषणां, सुणीइ वेणि मृदंग ।
नितु उछव नितु पाउल नाचइ, नितु नितु नवला रंग ॥ ११६

चडी त्रिकलसइ सांतल बइसइ, बिहुं पषि चामर ढालइ ।
कटक मांहि सिंघासणि बइठउ पातिसाह निहालइ ॥ ११७

पडइ साद सारही तेडाणा, बोलइ असपति राउ ।
गढ ऊपल्यूं पेषणूं जे भांजइ आपूं बहुत पसाउ ॥ ११८

मलिक असादल केरउ बंदउ, नाम हवापु मीर ।
पाटउ वांधी जउ सर नांषइ, तुहि न चूकइ तीर ॥ ११९

सीगिणि तणां वि कोसां मेली प्राणि तीर विछूटउ ।
हस्तकधरि सोलहीनइ वाज्यु, अंगि सूंसरउ फूटउ ॥ १२०

पडी घरातलि ऊसर भागूं, रोसि चड्यउ चहूआण ।
सांतल भणइ सारही तेडउ, जेह न चूकइ बाण ॥ १२१

रामसीह राउत रासालउ ततपिण मागइ बीडउं ।
सांतलसीह प्रतापि तुम्हारइ म्लेछां थाहर फेडउं ॥ १२२

लीउं बाण सींगिणि गुण परठिउ, नापंतां गुण गाज्यउ ।
मीर हबापा कंध विछोडी बोलप पाटइ वाज्यउ ॥ १२३

दीठउ तुरक पडिउ सुरताणइ, ततपिण छांडिउं ठाण ।
मरण तणइ भइ सहू को बीहइ, वली आवेस्यइ बाण ॥ १२४

तुरक चडी गढ साह्मा आवइ ऊठवणी असवार ।
साम्हा सींगिणि तीर विछूटइ, निरता वहइ नलीयार ॥ १२५

ऊपरि थिकूं ढीबज घाइ, झाडबीड सहू भांजइ ।
हाड गूड मुप करइ कातरां, पडतउ पाहण बाजइ ॥ १२६

आगिवर्ण ऊडंता आवइ नालइ नांष्या गोला ।
भूका करइ भीति भांजीनइ, तणपा काढइ डोला ॥ १२७

यंत्र मगरवी गोला नांपइ, ध्रू सांधि सूत्रहार ।
जिहां पडइ तिहां तरूअर भांजइ, पडतउ करइ संहार ॥ १२८

पडइ त्रास भटकीयां विछूटइ, नइ घूघूइ निफात ।
वीज तणी परि झलकती दीसइ, जेहवी उलकापात ॥ १२९

घणे दिहाडे छांडी जासइ, तुरके जोयूं पडपी ।
मारूप सुरताणी साहण कीधउं पापाविलपी ॥ १३०

बे कर जोडी करी वीनती, आसापुरी अवधारि ।
सांतल भणइ भांजि तुं संकट, असुर सवे सिंहारि ॥ १३१

हुइ पसाउ अंबिका तूठी, दीठउं प्रत्यक्ष रूप ।
बांह धरी दलि जई देपाडिउं, नीद्रिइ पउढ्यउ भूप ॥ १३२

दीठां नयण त्रिणि मुप पांचइ, कपिल जटा सुविसाल ।
रूंडमाल दीठी करि तुंबा, दीठउं ब्रह्मकपाल ॥ १३३

जटामुगट मांहि गंगा दीठी, अंगि भसमीअ धूल ।
वाघचंव पांगुरणे दीठां, दीठउं वली त्रिसूल ॥ १३४

॥ दूहा ॥

चित्ति चमक्यउ चिंतवइ, रंगि रहिउ सिर नामि ।
पदमनाभ पंडित तणउ, सांतलि दीठउ स्वामि ॥ १३५

॥ पवाडु ॥

रुद्र रूपि सुरताण अवतरिउ, किम घालीजइ घाउ ।
हियइ वात विमासी सांतलि पाछउ दीधउ वाउ ॥ १३६

वली विमासी पासइ हुंतउ, गुर्ज लीउं अहिनाण ।
विण संकेत कहीइ केतलइ, नही मानइ सुरताण ॥ १३७

आसापुरी तणे पाप लागी, गढि आव्यउ चहूआण ।
सकल सरूप जाणीउं सांतलि, तुहि न मूंकइ माण ॥ १३८

कहइ प्रधान एक परि कीजइ, अवधारउ सुरताण ।
गढ ऊपरि छइ एक सरोवर, तिणइ करउ विनाण ॥ १३९

लाप विच्यारि गूणि नइ आपड, ढोली थकां अणाव्यां ।
कोट तणी भीति ते छानां, लेई राति मंडाव्यां ॥ १४०

पापी तणी वात सी कीज्यइ, जेहे विणासी गाइ।
गूणि ऊपरि यंत्र मंडावी, लेई नांपी जल मांहि ॥ १४१

॥ चउपई ॥

थयुं प्रभात तव तुरणी नारि, गई सरोवरि पाणोहारि।
आगइ आछउं हतुं निरवर्ण, दीठउं पाणी लोहीवर्ण ॥ १४२

गाइ तणां मस्तक जलि तरइ, कांठइ कोइ न दांतण करइ।
पाणी मांहि दोप पवडउ, पाणीहारि भरइ नवि घडउ ॥ १४३

पालि आवी जोइ लोक, हुईइ आणइ अतिइ घण सोक।
पाणी विश्व तणउ आधार, पाणी सविहुं जीवाडणहार ॥ १४४

जे हुइ मोटा राणा राइ, तेहे जल विण पिण न रहाइ।
सांतल इसूं विमासी करी, तेडी पूछी अंतेउरी ॥ १४५

राणी भणइ विमासउ किस्यूं, अम्हे सवे जमहरि पइसिस्यूं।
हीदू तणइ मानीइ गाइ, तेह तणउं लोही जल माहि ॥ १४६

जीवतव्यनी आस्या टली, ए पाणी नही पीजइ पली।
राणी वात विमासी घणी, लिप्या लेप कान्हडदे भणी ॥ १४७

चाहूआणनउं गिरूउं राज, रूडउं अम्हे भवाडिउं आज।
राणी बोल इसउ ऊचरिउ, इम जाणेज्यो जमहर करिउ ॥ १४८

कान्हडदेनी घरणी हती, तेह भणी लिपी वीनती।
ऊमादे नइ कमलादेवि जइतलदे नइ भावलदेवि ॥ १४९

इस्यूं कहिउं अम्ह वीतूं जेह, हवइ वीचस्यइ कालि तह्म तेह।
अम्हस्यूं प्रीति आणेज्यो घणी, आणइ जमारइ मोकलावणी॥ १५०

इस्यूं कह्यो नवि लाई वार, राणी सवि करया सिणगार।
चंदनकाठ आणीउ घणउ, तिहां परिवार मिलिउ तेह तणउ॥ १५१

साहस प्रभावि पतली आहि, राणी पइठी जमहर माहि।
राम राम वाणी उच्चरइ, सज्जन लोक सवि आंसू पिरइ॥ १५२

॥ दूहा ॥

जल विण को जीवइ नही, जळ जीवन जग मांहि।
पदमनाभ पंडित भणइ, जल विण पिण न रहाइ॥ १५३

॥ राग सिंधूडउ ॥

सात वरसनइ माजनइ, गोरीडां दल घण धाइ।
गढपति गढरोहइ पडिउ, चउपटमल्ल चहूआण माहि॥
॥ध्रुपद॥ समीयाणे सुरताणो साहण आवीयां ए॥ १५४

कुंयरि कोडाली बेटडी, वली मेलावउ कवण वलामणि।
भाईलि मेद देपाडीउ, सरोवरि करिउ विणास।
एह पाणी नवि पीजीइ, असुरां हवि पूगी आस॥
समीयाणे० ॥ १५५

जल विण पिण किम जीवीइ, जे जल जीवन जग माहि।
जिणि दिनि जल नवि पामीइ, तिणि दिनि देहडी कुरुमाइ॥
समीयाणे० ॥ १५६

पिंड प्राण हुइ प्राहुणा, दोइ दिवस पांच कइ सात ।
सांतल कहइ सुणि सुंदरी, हिव हुई ति सचराचरि वात ॥
समीयाणे० ॥ १५७

सांतल तणी अंतेउरी, नारिंगदे निरवाणि ।
पावकि मेमादे चडी, सइं दली सुणीउं सुरताणि ॥
समीयाणे० ॥ १५८

॥ चउपई ॥

अवधि पतलइ पहुतउ काल, ग्यउ आकाशि धूम विकराल ।
सातल भणइ गुरज मोकलउ, पातिसाह कहसि हुं भलउ ॥ १५९

इम जाणे साचइ अहिनाणि, मइ नवि मारिउ निश्चइ जाणि ।
पातिसाहि इम कहावी वात, सांतलनइ आपउं गूजरात ॥ १६०

जु अम्ह आवी सांतल मिलइ, मरण तणउ भय निश्चय टलइ ।
आपुं प्राण नवि मूकूं माण, लाजइ साप तणी चहूआण ॥१६१

लोक उतारीया करी उपाय, राउत सवे पडाऊ थाइ ।
पहिलूं पूज्या सालिग्राम, हइई धरिउं रामनूं नाम ॥ १६२

करी सनान ऊगव्या वाल, कंठि धरी तुलसीनी माल ।
राउत सवे एकमना थया, चाली कटक तोरकइ गया ॥१६३

कटक मांहि तेजी पाषरीया, हाथी आणी साम्हा धरीया ।
आव्यउ पातिसाह सइं दलइ, हींदूतुरक बे टोले मिलइ ॥१६४

ऊडयां लोह न लाभइ पार, राउत भला करइ हथीयार ।
जिस्यूं युद्ध रावण नइ राम, जिसउं देव असुर संग्राम ॥ १६५

हींदू सवे एकमना भिडइ, पोसाता पायक रिण पडइ ।
त्रिणि पुहर दल साम्हउ भिडयउ, घणे घाए सांतल रिण पडयउ ॥ १६६

साहस प्रभावि पतली आहि, राउत भीडी रह्या रिण माहि ।
सांतल तणउं रुधिर सुरताणि वांदउं वीरायतन वपाणि ॥ १६७

पदमनाभ पंडिति मति कही, बीजा षंड समापति हुई ॥ १६८



# ટિપ્પણ

## ખંડ ૧

૧ **गौरीनंदन वीनवूं**—ગ્રન્થારંભે, આરંભેલ કાર્યની સફળતા માટે કવિ વિઘ્નહર્તા ગૌરીપુત્ર ગણેશનું સ્તવન કરે છે.
**वीनवूं**—પ્રાર્થના કરું; (સં. विज्ञापयति, પ્રા. विण्णवेइ ઉપરથી).
**ब्रह्मसुता**—બ્રહ્માની પુત્રી. **सरसत्ति**—(સં. सरस्वती, પ્રા. सरस्सती).
**प्राकृतबंध**—'સંસ્કૃતેતર ભાષા', અર્થાત્ 'લોકવાણી'; અહીં, 'નૂતન ભારતીય ભાષા'માં રચાયેલો પ્રબન્ધ. લયમાધુર્ય સાધવાને बंध प्राकृत એમ શબ્દવ્યત્યય કર્યો છે.

૨ **आदिपुरुष**—પુરાણ પુરુષ; વિષ્ણુ.
**अवतार धुरि**—(વિષ્ણુના) અવતારોમાં અગ્રણી.
**निकंदीउ**—(તું) નિકંદન કર્યું. કર્તા (जिणि) અધ્યાહાર. **ते**—તેને; દ્વિતીયા એકવચન. **श्रीकंत**—લક્ષ્મીપતિ, વિષ્ણુ; અહીં 'શ્રીકૃષ્ણ'.

૩ **गाहीउं**—(માં) અવગાહન કર્યું. **जिणि नाथीउ भूयंग**—જેણે કાલીય નાગને નાથ્યો.
**वासुदेव**—દ્વિ૦ એક૦. **धुरि**—પ્રારંભે; ગ્રન્થારંભે.
**जिम**—જેથી. **रंग**—'આનંદ'; અહીં 'ઉત્સાહ' જેવો અર્થ અભિપ્રેત છે.

૪ **पद्मनाभ पंडित सुकवि**—આ ઉક્તિ કવિની આત્મશ્રદ્ધાની દ્યોતક છે. **वाणीवचन सुरंग**—(જેની) બાની (શૈલી), અને ઉક્તિ(ભંગિ) મનોહર છે. **कीरति**—ગુણગાન.

**सोनिगिरा**—ઝાલોરના ચૌહાણો 'સોનગિરા' કહેવાતા–ઝાલોર જેના ઉપર વસ્યું હતું તે 'સુવર્ણગિરિ' (કે कनकाचल) નામના ડુંગર ઉપરથી.

**सुचंग**—સુંદર, સરસ. મધ્યકાલીન સાહિત્યમાં આ વિશેષણ પ્રયોજાયલું મળે છે; વર્તમાન ગુજરાતી સાહિત્યમાંથી એ લુપ્ત થયું છે. વર્તમાન મરાઠીમાં એ સવિશેષ પ્રયોજાય છે.

૫ **जालहुरउ**—ઝાલોરો (ચૌહાણ). **जाणीइ**—વર્તમાનકાળ ત્રીજો પુરુષ એકવચન; કર્મણિ રૂપ. (સં. ज्ञायते ઉપરથી).

**सामतसीसुत**—સામંતસિંહનો પુત્ર, કાન્હડદેવ.

**तास तणा**—'તેના'. છઠ્ઠી વિભક્તિના પ્રત્યયસિદ્ધ રૂપને પાછો ષષ્ઠીનો અનુગ લાગ્યો છે. સરખાવો: અપભ્રંશ तहाँ होन्तउ (=ત્યાંથી). सिद्धहेम० ૮–૪–૩૫૫.

૬ **नवकोटी**—જેમાં નવ કોટ (=દુર્ગ) છે એવો મારવાડ દેશ.

**मारूआडि**—'મારવાડ'; સ્ત્રીલિંગ. સરખાવો: 'ગુજરાત મોરી મોરી રે'. **घण देश**—સમૃદ્ધ દેશ. **धणकण**—ધનધાન્ય.

**कप्पड कणय सुवेस**—(જ્યાં લોકોનો) જરીભરેલાં સુંદર વસ્ત્રોવાળો પહેરવેશ છે.

૭ **कणयाचल**—'કનકાચલ'; 'સુવર્ણગિરિ'. **जाणीइ**—સુજ્ઞાત, પ્રસિદ્ધ.

**ठाम**—સ્થાન, નિવાસ. (સં. स्थामन्, પ્રા. ठाम ઉપરથી). ठाम तगउं जावालि=જ્યાં જાબાલિ મુનિનો આશ્રમ આવેલો છે.

**तहीं लगइ...**—તે કારણથી લોકો આ સ્થાનને 'જાલોર' કહે છે (जंपइ).

૮ **आगइ**—પૂર્વે.

**राजहंस...**—રાજહંસ જેવા મનોહર.

૯ **सवेदिवस...**—રાજભવનમાં સદાકાળ નવે નિધિ વાસ કરીને રહે છે.

૧૦ सहोदर सउं—ભાઈ (માલદેવ)ની સાથે. (સં. समम् ઉપરથી). जाणे जगि जयवंत—જગતમાં પરાક્રમી (વિજયવંત) તરીકે પ્રખ્યાત છે.

૧૧ हठ—'બળ', 'વિરોધ'; અહીં 'યુદ્ધ'ના અર્થમાં છે. तास...—એની કથાને અનુસરીને. पुहवीइ—આ જગતમાં. प्राकृत बंध—પ્રાકૃત (અહીં, 'સમકાલીન કથ્યભાષા')માં રચાયેલ પ્રબંધ રૂપે.

૧૨ रूप सुहावइ अंग—(સુંદર) રૂપથી શરીર શોભી રહ્યું છે. सुहावइ વર્ત૰ ત્રીજો પુ૰ એક૰, પ્રેરક રૂપ. आपणइ—પોતાને. સં. आत्मन् >અપ. अप्पण ઉપરથી. नवरंग—નવનવા આનંદ-ઉત્સાહથી.

૧૩ गूजर धर—ગુર્જર ભૂમિનો. सारंगदे नामइ बोलाइ—સારંગદે નામથી પ્રસિદ્ધ. અહીં સારંગદેવ રાજાએ માધવ પ્રધાનને દૂભવ્યો એમ જણાવ્યું છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર છે. अवगुणीउ—અવમાન્યો; અપમાન કર્યું. तहीं लगइ—તેથી, ત્યાંથી. અહીં लगइ પંચમી અનુગરૂપે આવ્યો છે.

૧૪ रीसाव्यु—'રીસાયો'; વનો પ્રક્ષેપ છે. करी प्रतन्या...—(આમ) 'પ્રતિજ્ઞા કરીને અનાજ છોડ્યું:' (અક્ષરશઃ, 'નિયમ લીધો'; 'બાધા લીધી'.) तउ—તો, ત્યારે. जउ—જો. तुरकाणउ—'તુરક લોકોને.' तुरक ઉપરથી तुरकाणउ સમૂહવાચક. उरहुं—અહીં: આ બાજુ.

૧૫ माधव महुतइ...—આ ત્રણ કડીમાં કવિ આક્રંદ કરે છે કે ગુજરાતની પવિત્ર દેવભૂમિમાં માધવ મ્લેચ્છોને લઈ આવ્યો. महुतइ નોંધપાત્ર રૂપ છે;='મહેતે'.

**नवि छूटीयइ आगिलां कर्म**—પૂર્વ જન્મનાં કર્મોના વિપાકરૂપે માધવથી આ મહાન અધર્મ કર્યા વિના રહેવાયું નહીં.

१६ **करायइ**—'કરાય છે', (કર્મણિ). **दीज्यइ त्याग**—દાન અપાય છે. **वेद पुराण धर्म बूझीयइ**—વેદોક્ત અને પુરાણોક્ત ધર્મકાર્યોનાં રહસ્ય (અધિકારી જનો વડે) સમજાવાય છે.

१७ **स्मृति पुराण मानीयइ गाइ**—સ્મૃતિપુરાણાદિક શાસ્ત્રો પ્રત્યે આદર દર્શાવાય છે અને ગાયની પૂજા થાય છે.
**नव खंडे**—જગતભરમાં. **अपकीरति हूइ**—અપયશ ગવાયો, કલંક ચોટયું.

१८ **ढोली**—દિલ્હી. જૂની ગુજરાતી અને પ્રાચીન રાજસ્થાનીમાં આ પ્રયોગ સવિશેષ મળે છે. **भेटि**—નજરાણા માટેની ભેટ, (સ્ત્રીલિંગ) **विषम घाट**—દુર્ગમ પંથવાળા. **उलंघ्या**—ઓળંગ્યા; વટાવ્યા. **नगर योगिनी**—'યોગિનીનગર'; અર્થાત્, 'દિલ્હી'.

१९ **दीवाणि**—દીવાનને; પ્રધાનને. **साची वात**—(માધવ વિષે બનેલી) વાસ્તવિક ઘટના. **सुरताणि**—સુલતાને.

२० **घोडानी लास**—ઘોડાઓની હાર. એ યુગમાં યુદ્ધના વાહન તરીકે ઘોડાની અત્યંત ઉપયોગિતા હતી, એથી માધવે સુલતાનને ઉમદા ઘોડાઓ નજર કર્યાં.
**मीर ऊंयरे**—દીવાનનું નામ સંભવે છે. (=અમીર ઉમરખાન?)
**अरदास**—(ફારસી) અરજ, વિનંતિ. **मुकर्दम**—સરદાર, પ્રધાન.
નોંધ:-कान्हडदेप्रबंधમાં છૂટથી વપરાયેલા આ ફારસી-અરબી શબ્દો રાજદરબારોમાં ફારસી ભાષાનો પ્રવેશ સૂચવે છે.

२१ **असपति राजा**—સુલતાન; તૃતીયા એકવચન. પ્રા. ગુજ. ગ્રંથોમાં સુલતાન કે પાદશાહને માટે 'અસપતિ' બિરુદ વારંવાર વપરાયેલું મળે છે.

गुजराति ते कहीयइ किसी—પાદશાહ માધવ પાસેથી ગુજરાતના પ્રદેશો અને નગરો, એમાં રાજ્ય કરતા રાજાઓ અને રાજકુલો સંબંધે વીગતવાર માહિતી પૂછે છે.

૨૨ खंभायत—ખંભાત. दीवगढ—કાઠિયાવાડનું 'દીવ' નગર.
मांगलहुर—માંગરોળ.
झालावाडि सोरठ...—એ યુગના રાજકવિને સૌરાષ્ટ્રના આ પેટાવિભાગોની ખબર છે!
साहसी—સાહસિક, શૂરવીર.

૨૩ सरइ सादि—ગળગળે અવાજે.
बंभ—બ્રાહ્મણ. માધવનો નાગર તરીકે ઉલ્લેખ નથી એ નોંધપાત્ર છે.
फरइ फिरीयादि—માધવની ફરિયાદ રાજ્યકર્તા સારંગદે સામે નથી પરંતુ એના ભત્રીજા, યુવરાજપદે રહેલા, કર્ણદેવ સામે છે.
गहिलउ—ઘેલો, પ્રમત્ત. આ ઉક્તિ, કર્ણદેવને લોકવ્યક્તીમાં ત્યારે 'ઘેલા'નું ઉપનામ મળ્યું હશે એમ દર્શાવે છે.

૨૪ अंग तणउ अनुराग—શરીર (ના સૌન્દર્ય, શક્તિ, આદિ માટે) નો મોહ.
भक्ष करइ वछनाग—શરીરનું સૌન્દર્ય અને તાકાત વધારવાને એ વછનાગ જેવાં જલદ ઔષધો ખાતો હશે એમ જણાય છે.
विण पडीयार—મ્યાન વિના. पटउ—તરવારનો એક પ્રકાર.
न को अंगरष जमलउ रहइ—એના ઉગ્ર સ્વભાવથી ડરીને કોઈ અંગરક્ષક (કે પરિજન) એની પાસે (जमलउ) રહેવાની હિંમત કરી શકતો નથી.

૨૫ मरण तणइ भयि...सूआर—રાજા ગુસ્સે થઈને છરું મારી બેસે તો ધાતુના (કટોરા આદિ) પાત્રથી પોતાનું મૃત્યુ થાય

એ બીકથી રસોઈયો વાંસના (= લાકડાનાં) (કડછા જેવાં) પાત્રો રાજા પાસે મૂકે છે.
राइ हूं अवगण्युं—કર્મણિ રચના; અક્ષરશઃ = 'રાજા વડે હું અવમાનાયો.'

२६ तेह घरणो घरि रापी राइ—'(કેશવને મારીને) એની પત્નીને રાજાએ ઘરમાં બેસાડી.'
ए वड रोस न सहिणु जाइ—'એ અત્યંત રોષજનક ઘટના મારાથી સહી જતી નથી.' सहिणु जाइ એ કર્મણિ રચના છે.
कलहु—યુદ્ધ. मांडिसि—માંડીશ, આરંભીશ.
मोकलउ—'મોકલો'; આજ્ઞાર્થ બીજો પુ૦ એક૦.

२७ ध्रडी—દોડીને, ધસીને. घालिसु—કાઢી મૂકીશ, તગડી મૂકીશ.
रानि—જંગલમાં. एक मारूं—કેટલાકને મારીશ.
एक झालूं वानि—કેટલાકને બાન (= બંદી, કેદી) પકડીશ.
पूनकार—ઊંડી તરસ્યો, ભયંકર.
प्राणि—'બળપૂર્વક.' આ શબ્દમાંથી અર્વા૦ગુજ૦ શબ્દ 'પરાણે' વ્યુત્પન્ન થયો છે.

२८ तस—'તેને'; ષષ્ઠી એક૦. પ્રા. तस्स, અપ૦ तस्सु, तसु ઉપરથી.
पंचांग पसाय—પંચવિધ પોશાક આદિ સરપાવ.

२९ सीपामण—સૂચના, આજ્ઞા. पाट—રાજપાટ.
लसकर—પાદશાહનું લશ્કર.
चालइ सूधी वाट—પોતાને માર્ગે સીધેસીધું (તમારા પ્રદેશને રંજાડ્યા વિના) ચાલ્યું જશે.

३० पहिरामणी—નજરાણું. उगराहइ—'સ્વીકારે.' સરખાવો અર્વા૦ગુજ૦ 'ઉઘરાવે.'

**सिंभरिनउ धणी**—ચૌહાણ મૂળ સાંભરના પ્રદેશના અધિપતિ હતા; એમાંથી એક શાખાએ—સોનગિરા ચૌહાણોએ—જાલોરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. અહીં માનાર્થે પાદશાહી પ્રધાનો જાલોરના રાજા કાન્હડદેને 'સંભરપતિ' તરીકે બિરદાવે છે.

૩૧ **अवधारउ**—જાણો, સાંભળો. **दोहिला**—દુર્ગમ. **घाट**—રસ્તા.
**सभासिद्ध**—પોતાની રાજસભાની સાથે મંત્રણા કરીને.
**मर्म**—ઊંડું, તલસ્પર્શી સત્ય; તત્ત્વ.
**प तां नही...**—એ રીતે પાદશાહના લશ્કરને માર્ગ આપવો એ અમારે માટે ધર્મ્ય નથી (કારણ કે, પાદશાહનું લશ્કર ગામો ભાંગે, વસ્તીને રંજાડે, ગોબ્રાહ્મણને પીડા ઉપજાવે).

૩૩ **वल्या**—પાછા ફર્યા. **सिधउं**—સિદ્ધ થયું.

૩૪ **वीनवीया**—નિવેદન કર્યું. **आण**—(પાદશાહની) આજ્ઞા, ફરમાન. **चडी वात...**—આમ વાત હઠ ઉપર ચડી.

૩૫ **वदीतउ**—પ્રસિદ્ધ, કીર્તિમંત.
**महिमुंद**—મહમૂદ; પાદશાહના કોઈ ખાસ સેવકનું નામ સંભવે છે. સદ્. દેરાસરી અનુસાર महिमुद = અલાઉદ્દીન; કારણ કે એનું આખું નામ 'ઈસ્કંદર-ઈ-સાની સુલતાન-ઉલ-આઝમ અલ્લા-ઉદ્-દીન યા મૌદદીન મહમ્મદશાહ' હતું. જુઓ: દેરાસરી સંપાદિત कान्हडदे प्रबन्ध, ર૭ આવૃત્તિ, પૃ ૧૨૭.
**केड्ड**—અનુયાયી, પાસવાન. સરખાવો: પેસરઉ = અગ્રણી, નાયક.
**सपराणु**—સત્ત્વશાળી, સમર્થ. **तेड्ड**—બોલાવ્યો.

૩૬ **अलूपान**—ઉલુઘખાન, અલાઉદ્દીનનો સેનાપતિ, જેણે ગુજરાત ઉપર ચઢાઈ કરીને કર્ણને હરાવ્યો હતો.
**वंदउ**—સેવક. **तास**—તેને. षष्ठी વિ૦ ચતુર્થીના અર્થમાં પ્રયુક્ત. **फुरमाण**—ફરમાન, આજ્ઞા.

**गूजराति उपरि दल मूंप्या**—ગુજરાત ઉપર લશ્કર લઈ જાવ. **बीडउं दइ**—બીડું આપે છે. (ઐતિહાસિક વર્તમાનકાળ). કોઈ મહત્ત્વના કાર્યની સોંપણી કરવાની આ જૂની રાજદરબારી પ્રથા હતી.

૩૭ **पोसातु**—મોટો, વડો. **मेलावि**—'એકત્ર કર્યો'; અર્થાત્ 'લશ્કરમાં મોકલાવ્યા'. **पोजा**—નોકરો.

૩૮ **गढरोहउ**—ઘેરો; (गढ + रोधकः–'કિલ્લાને ઘેરો ઘાલવો'–ઉપરથી). **ते हूं करूं वषाण**—તેનું હું (હવે) વર્ણન કરું છું.

૩૯ અહીં કવિ પોતાના કથા વિષયનો ઉલ્લેખ કરે છે.
**गुजराति सोरठ सोमईया...**—ગુજરાત અને સોરઠી સોમનાથની રક્ષા કરતાં (वाहरि) (રાજપૂતોના પરાજય અને વિનાશની) જે વિષમ ઘટના બની. **भिडकिमाड**—સુભટ, સમર્થ વીર. આ પ્રા. ગુજરાતીનો એક લાક્ષણિક શબ્દપ્રયોગ છે. **हठ**—યુદ્ધ; (અક્ષરશઃ, = 'વિરોધ')

૪૦ **डलिही**—નાનો તંબુ. **सावान**—(ફા. सायवान) તાપ અને પ્રકાશ ન આવે એવા આગળ પડદાવાળા તંબૂ. **सिराचा**—સમીયાણા. **घडियाजोणो**—'એક ઘડીમાં એક જોજન કાપી નાંખે તેવી'; 'અતિ વેગવંત.' **पल्हाणी**—'પલાણ (સાજ) નાંખીને તૈયાર કરી. **पूठि**—પાછળ. **परठया भार**—'ભાર ભર્યા', 'લશ્કરનો સામાન ભર્યો.'

૪૧ **रइवारी असवार**—(એ સાંઢ ઉપર) રબારીઓ સવાર થયા હતા. **पहिलइ टमकि**—(પ્રભાતને) પહેલે ટકોરે. **पेसरउ**—સરદાર, સેનાપતિ. **लाई**—લાગી.

૪૨ **फारकभाथी**—લશ્કરના સૈનિકોની એક કોટિ.

हबसी, बंगाल—મુસ્લિમ લશ્કરના સૈનિકોની કેટલીક જાતિઓ. काहर, भोई, वलवाल—એ લશ્કરના પરિચારકોની જાતિઓ છે: काहर જલવાહક હોય છે; भोइ પાલખી ઇત્યાદિ ઉપાડે છે.

४३ तवाप—(અરબી) ખૂમચો ઉપાડનારા. પીરસણિયા (?) मेछना—'મ્લેચ્છો'; સમૂહવાચક નામ.

४४ मयगल—'હાથી'; સં. मदकल ઉપરથી. સરખાવો: 'મેગલ' (મધ્યકાલીન ગુજ૦). पूंतार—મહાવત. पाखर—ઝૂલ; ઘોડા ઇ૦ માટેનું બખ્તર. कठपंजर—અંબાડી.

४५ रोसाल—રોષવાળા, મત્ત. सारसी करंता—'ચિત્કાર કરતા'. હાથીના અવાજને પ્રા. ગુજ. માં 'सारसी' કહે છે.

४६ जूजूई—જુદી જુદી. જુદી જુદી ઘોડેસવાર ટુકડીઓનો તો પાર નથી (न लामइ पार). ऊबट वाटि—'આડી વાટે', 'ઊફરાંટા'. જાતવાન ઘોડાઓ થનગનાટ કરતા ઊફરાંટા ચાલે છે. तोखार—ઘોડા.

४७ वरगां—'એક વાદ્ય'. સરખાવો અર્વા. ગુજ. 'બણુગાં ફૂંકવાં'. नफेरी—મોટી શરણાઇ આકારનું વાદ્ય. काहल—રણશિંગાં. नीसाण—લશ્કરને મોખરે ઘોડા કે ઊંટ ઉપર રાખેલાં રણદુંદુભિ; ડંકા નિશાન. (સં. निः+स्वन ઉપરથી). पड—ધાસ. दियइ मेहलाण—પડાવ (= છાવણી) નાંખે છે.

४८ कुदाला—'કોદાળિયા'; 'કોદાળી-પાવડા ઇ૦થી રસ્તો સરખો કરનારા'. भली करेवा वाट—રસ્તો સરખો કરવાને (करेवा-હેત્વર્થ કૃદન્ત). सारहिडा—'પથ્થર ફોડાઓ વડે'; તૃતીયા વિભક્તિ, પ્રત્યય અધ્યાહાર. पाहण—પત્થર. સં. पाषाण, પ્રા. पाहाण ઉપરથી. સરખાવો: કાઠિયાવાડી બોલીઃ 'પા'ણા'.

घण—ઘણુ વડે. भांजी—ભાંગીને. અહીં પ્રેરક અર્થ છે. (=ભંગાવીને). માધવ આ બધા પ્રદેશનો જાણકાર હતો, એથી લશ્કરની કૂચ માટે રસ્તો (ઘાટ) બનાવવાનું એણે સ્વીકાર્યું હતું.

૪૯ वागडू—વગડાઉ, જંગલી. साविज—પશુઓ. (સં. श्वापद ઉપરથી). वेडइं—વેગથી. देसाउत—દેશની પ્રજા.
विसमी भूमि...—(પહાડો ઇ૦ જેવી) દુર્ગમ જગાઓ ઉપર ચાલી જાય છે. चिहूं दिसि—ચારે દિશાએ.

૫૦ समरसी राउलि—સમરસિંહ રાવળ (વિ. સં. ૧૩૫૦-૬૦ સુધી હયાત) મેવાડનો સમકાલીન રાજા હતો.
दीधी वाट—પાદશાહના લશ્કરને પોતાના રાજ્યમાં થઈને જવાનો માર્ગ આપ્યો. विनास—બનાસ નદી ઉપર.
वूंवडिया—'સંદેશવાહક'. ખેપિયાઓએ આ સમાચાર ગુજરાતમાં પહોંચાડ્યા.

૫૧ वेह—'રજ', 'ધૂળ'. મોટા લશ્કરની કૂચને કારણે સર્વત્ર ધૂળની ડમરીઓ ઊડી રહી.
गयणि न सूझइ भाण—(એથી) આકાશમાં સૂરજ દેખાતો નહોતો. मुहडासइ—મોડાસા નગરમાં. ढमढमीयां—ઢમક્યાં, વાગ્યાં.

૫૨ मूछाला—'મૂછાળા', અર્થાત્, 'બળવાન', 'શૂરવીર'.
राउतवट—'રાજવટ'; અર્થાત્ 'ક્ષત્રિયોના રાજધર્મ અનુસાર શત્રુના મુકાબલાની તૈયારી.' वतड—મોડાસાના ઠાકોરનું નામ.
पहिला...—બતડે કહ્યું કે અમે પહેલા જ મુસલમાનોની સામે લડીશું. લડાઈ થાય ત્યાં સુધી એણે અન્ન ન જમવાની પ્રતિજ્ઞા કરી.

૫૩ अम्ह—અમને. દ્વિ૦ બહુ૦.
वरांसउ वीतउ—'કપરું વીત્યું છે.' અહીં કોઈ આગળ બનેલા ઐતિહાસિક પ્રસંગનો ઉલ્લેખ છે; પણ એ કયો તે સ્પષ્ટ થતું નથી.
छांडू—છોડું. षांडू—તરવાર. (સં. खड्ग ઉપરથી)

૫૪ रिण—(= रणि). थोमी—(યુદ્ધ માટે સજ્જ બનીને) ઊભેલા.
पहिलूं कामा सारइ—પહેલાં અંત્યવિધિઓ કરી નાખે છે. લાક્ષણિક મધ્યકાલીન ગુજ. પ્રયોગ. (સરખાવો : આગળ कान्हडदेप्रबन्ध-૪।૨૩૪)
रिण पेरण मांडइ—યુદ્ધ આરંભે છે. (સં. रण + प्रकरण ઉપરથી.)
मारी माग दिवारइ—(દુશ્મનોને) મારી માર્ગ મોકળો કરે છે; અર્થાત્, 'દુશ્મનોને મારી હઠાવે છે.'

૫૫ घडी विच्यारि—'બે ચાર ઘડી.' બનડની નાનકડી સેના વધારે ટક્કર ઝીલે તેમ નહોતી.
दल थोम्यउं—(દુશ્મનોના) લશ્કરને થંભાવી દીધું.
वीर वावरइ लोह—શૂરવીર (રાજપૂતોએ) હથિયારોની રમઝટ બોલાવી.
तुरक वचा...समोह—તુરકો અને કઠોર મૂગલો ઉપર (રાજપૂતો) તૂટી પડ્યા.

૫૬ पडंतउ—(ઘવાઈને) ઢળી પડતો.
वतउ वषाणिउ पानि—ઉલુઘખાને બનડના શૌર્યની પ્રશંસા કરી.
सरगापुरि—સ્વર્ગપુરીમાં.

૫૭ **घरघां वांद्**—લોકોને બાન પકડ્યા.
**गामे घाली लाइ**—ગામને લાહ્ય લગાડી—ગામ સળગાવી દીધું. એ વખતની યુદ્ધની રીતરસમોનું અહીં તાદશ ચિત્ર છે.
**लूसइ लूटायत द्रूडो धाडां धाइ**—( દુશ્મનોએ ગામ ભાંગ્યાં પછી ફેલાયેલી અંધાધૂંધીના લાભ લઈને ) લુટારાઓનાં ધાડાં ગામેગામ ફરી વળ્યાં અને લોકોને લૂટવા લાગ્યાં.

૫૮ પછી મુસલમાનોએ ગુજરાતના જુદા જુદા પ્રદેશો—ચરોતર, કાનમ, બાવનની ખેડ—ભાંગ્યા. ગુજરાતના આ પ્રદેશો નિર્બળ ( खोखरा ) થઈ ગયા. **अजीय न आवइ पार**—મુસલમાનોએ ભાંગેલા પ્રદેશોનો આટલેથીજ કાંઈ અંત આવતો નથી.

૫૯ પછી લશ્કર દંડાવ્ય ( दंडाहि = 'ડુંગરવાની આસપાસનો મુલક' જુઓ દેરાસરી, બીજી આ. પૃ. ૧૩૨ ) ઉપર દક્ષિણોત્તર રસ્તે ચડ્યા, અને ઢંઢારને ( धाणधार, = 'પાલણપુર અને એની આજુબાજુનો પ્રદેશ'; જુઓ દેરાસરી, એજન ) હચમચાવી નાંખી. આ ખબર લઈને ધૂળની ડમરી ( वीत्री ) ઉડાડતા સંદેશવાહકો ( वाउत्त ) ( पाटणु ) આવ્યા અને તરત પાટણના દરવાજા ( पोलि ) બંધ કરવામાં આવ્યા.

૬૦ **दीघां रपत**—દરવાજે દરવાજે રખોપાં ( રક્ષકદળો ) મૂક્યાં. **झूझार**—યોદ્ધાઓ. ( સં. युद्ध + कार ઉપરથી ).
મુસલમાન સૈન્યે માધવ મહેતાને આગળ કર્યો; એ નગરના 'માર્ગનિસાર' (=જવા આવવાના માર્ગો )નો જાણકાર હતો.

૬૧ **मेल्यउं नगर**—મુસલમાનોએ ( કિલ્લાની બહારનો ) નગરનો ભાગ લૂંટ્યો. **रह्या गढ थोभी**—મુસલમાનો કિલ્લાને ઘેરા ઘાલીને પડ્યા. **कांइ मरइ अणपूटइ**—'વગર મોતે શા માટે મરે છે?' લાક્ષણિક મધ્યકાલીન ગુજરાતી પ્રયોગ.

૬૨ **पाडी पांडि**—કોટમાં છીંડું પાડીને.
**पाली जाइ राणी**—(સુખાસનમાં જનાર) રાણી પગપાળી નાઠી. એના ઉઘાડા પગમાં નવા ડાભ પેસી જતા હતા છતાં પાણી પીવાને પણ એ થોભતી નહોતી.
પાટણ પડતાં કરણની રાણી કેદ પકડાઈ અને અલાઉદ્દીનની બેગમ બની એ કિંવદન્તીને कान्हडदे प्रबन्धનું સમર્થન મળતું નથી.

૬૩ આ પંક્તિઓ ઉપરથી કર્ણ અને રાણી બંને પાટણ છોડી સાથે જ નાઠાં એમ સૂચવાય છે.
રાણી રાજાને કહે છે કે 'તમારા માધવ પ્રત્યેના કુકર્મ (રૂપી વૃક્ષ) નાં કેવાં ફળ આવ્યાં તે જરા મનમાં વિમાસો. એ મિષ્ટ ફળો ન નીકળ્યાં; એ તો નીકળ્યાં બીલાં, બોરાં, કેરડાં કે હિંગોરાં (જેવાં જંગલી, કુપથ્ય ફળ)!'
એ યુગના કોઈ પ્રચલિત રૂઢ ઉક્તિપ્રયોગને અહીં વણી લેવામાં આવ્યો છે.

૬૪ **गढ मेल्यउ...**—પાટણના કિલ્લાને લૂંટી લીધો; ભર્યા ભંડાર લઈ લીધા, અને રાજાની ઘોડાશાળના (वालि) ના ઘોડા છોડી લીધા.

૬૫ **पहचो वात हूई नवि होसइ...**—પછી તો અણહિલપુરમાં એવું બન્યું કે જે પૂર્વે કદી બન્યું નહોતું અને ભવિષ્યમાં કદી થશે નહીં.
**जीणइ ठामि...सिल्लारि**—(પદ્મનાભનો પવિત્ર, ધર્માભિમાની આત્મા કકળી ઊઠે છે કે) જ્યાં દેરાસરો હતાં ત્યાં મસીદો થઈ અને ત્યાંથી સેલારે બાંગ પોકારી.

૬૬ **पूठइ**—ત્યારપછી.

६७ भणी—તરફ.
असाउलि—અસાવલ. અમદાવાદ વસતાં પહેલાં ત્યાં અસાવલ ગામ હતું. પાટણથી અસાવલ તરફ પાદશાહનું લશ્કર ઊપડ્યું.
थाणउं—થાણું. પાટણગઢના રક્ષણને માટે લશ્કરનું એક થાણું ત્યાં રાખ્યું.
गुजराति मांहि गडअडइ—ગુજરાતમાં સર્વત્ર ખળભળાટ થઇ ગયો.
तहींय लगइ तुरकाणउं—પાટણમાં તુરકો (ના વિજય પ્રવેશ) ને કારણે.

६८ એ યુગનાં ગુજરાતનાં મોટાં મોટાં નગરો—ધોળકા, ખંભાત, સુરત, રાંદેર, ચાંપાનેર, અને બીજાં કેટલાંય નગરો—(મુસલમાનોના આક્રમણના અને પાટણના પતનના ખબર સાંભળીને) કંપવા લાગ્યાં.

६९ तडीयां नगर—સાગરપટ્ટી ઉપર આવેલાં (ભરુચ, ખંભાત) જેવાં નગરો.
धंधोल्यां—(મુસ્લિમ:સેનાએ) ઢંઢોળ્યાં; હચમચાવી મૂક્યાં.
दीठां सायरपूर—ઉત્તર ભારતની સેનાએ (પહેલવહેલો) સમુદ્રનો જલરાશિ જોયો.
सावट्ट—રેશમી કાપડ.

७० આ મુસલમાન સેના મોટી ટુકડીઓમાં ફરીને પ્રદેશો ભાંગવા લાગી (मारइ देस), અનાજ લૂટવા લાગી (लूसइ), લોકોનાં ઢોરઢાંખર (ढोरधार) વાળી જવા લાગી (वालइ = હરી જવા લાગી), અને માણસોને બાન (=કેદી) પકડવા લાગી.
सपराणा—બળવાન (મુસલમાન સૈનિકો).

७१ तापति—લૂટ.

**सह्य समेटी लीधउं**—બધુંય વાળીઝૂડીને ઉઠાવી ગયા.
**वाजी सान**—ડંકા વાગ્યા. **पान**—તૃતીયા એકવચન.
**पीआणउं**—યુદ્ધપ્રયાણ, કૂચ.
**सोमईया भणी पीआणउं दीधउं**—પછી ઉલુઘખાને સોમનાથ પાટણ તરફ કૂચ કરી.

૭૨ **मेगलपुर**—માંગરોળ. **ऊना, दाठा**—ગામનાં નામ.
**पडी ढाक**—(જ્યાં) રણદુંદુભિ વાગ્યાં.
**लोक दहोदिसि नाठा**—મુસલમાનોના લશ્કરના ડંકા જ્યાં સંભળાતા ત્યાં લોકો દશે દિશાએ નાસી જતા.

૭૩ **रापइ जीव दीव मांहि पइठा**—જે (લોકો) દીવબેટમાં નાસી ગયા તેમના જાનમાલનું રક્ષણ થયું.
**वरतइ हालकलोल**—(સર્વત્ર) હાલકડોલક થઈ રહ્યું.
**तुरकां पासि...द्रहचोल**—લોકો ઇશ્વરને પ્રાર્થના કરતા હતા કે 'ભીજો સર્વનાશ (द्रहचोल) ભલે (વરિ) કરજે, પરંતુ અમને તુરકોના હાથમાં પડવા દઈશ નહીં!'

૭૪ **पडइ वूंघरिण काहल वाजइ**—યુદ્ધનાં રણશિંગાં વાગ્યાં ત્યારે લોકોમાં બૂમરાણ થઈ રહ્યું.
**जाणे कोप्यउ...**—જાણે કૃતાન્ત કાળ કોપ્યો ન હોય (એવું ભીષણ દૃશ્ય સર્વત્ર નજરે પડવા લાગ્યું).

૭૫-૭૬ લશ્કરની વ્યાપક લૂંટફાટનું ચિત્ર.

મુસલમાન લશ્કર આસપાસમાં બધેથી ખારેક, દ્રાક્ષ, લીલાં નાળિયેર, સોપારી, ખજૂર, શેરડી, અને કેળાં વગેરે જાતજાતનાં ફળો, આદુ, સૂરણ, પડોળાં ૯૦ ભાતભાતનાં શાક, અને સરસ નાગરવેલનાં પાન લૂંટી લાવતું હતું. આવાં સારાં ફળફળાદિ મળે, પછી ધાન ખાવાની ગરજ કોને રહે?

७७ भर्या देस—સમૃદ્ધ; વસનીથી ભરેલા.
लूसाइ—લૂંટાય છે; લૂંટાવા લાગ્યા. કર્મણિ રૂપ.
अभंग आगिलां—પૂર્વે અભંગ, અજેય, રહેલાં.
आडइ—સામે.

७८ कीधउं सूत्र—બધી તૈયારી, વ્યવસ્થા, કરીને.
साहृण—લશ્કર ( સં. સાધન ).
घण नीसाण वजाव्यां—મોટાં વિશાળ નીસાણુ (=ડંકા-નિશાન) વગડાવ્યાં.
देवकइ पाटणि—દેવના પાટણમાં, અર્થાત્ સોમનાથ પાટણમાં.
देखंतां—જોતજોતામાં.

७९ नगर निवेसि—નગરની પાસે. वारगइ दीधो—છાવણી નાંખી.
सिराचा—તંબૂ. घोडा तणो पायगइ दीधो—ઘોડાની પાયગા કરી—ઘોડાશાળ બનાવી.
तरूअरि मयगल थंभ्या—(મોટાં, વિશાળ) વૃક્ષોને થડે હાથીઓ બાંધ્યા.

८० दीधी पोलि—(સોમનાથ પાટણના રક્ષકોએ—સોરઠી રાજ-પૂતોએ) દરવાજા બંધ કર્યા.
पराण—શૌર્ય. पोसाता पायक—મોટા, (=બહાદુર) સૈનિકો.
न मूकइ माण—પોતાનું ગૌરવ છોડતા નથી; માન મૂકીને મુસલમાનોની શરણાગતિ સ્વીકારતા નથી.

८१ पाद्रि—પાદરમાં ( સામે ) ધસી આવીને.
सईफलउं मांडयउं—છાપો માર્યો, હુમલો કર્યો.
लीधा चउपट घाउ—સામસામા આવી જઈને લડ્યા;

હાથોહાથની લડાઈમાં આવી જઈને તરવારની કટોકટી બોલાવી.

૮૨ વાળા, વાજા, જેઠવા અને ચૂડાસમા—એ સોરઠી રાજપૂતોની જાતિનાં નામ છે.

**असपति सेन सुमद्र ऊलटीयां**—પાદશાહનાં સમુદ્રપૂર સમાં સૈન્ય ઊલટી પડ્યાં હતાં.

**ऊपरि चांपी आवइ**—( છતાં ) એમની ઉપર સોરઠી રાજપૂતોએ ધસારો કર્યો.

૮૩ મુસલમાન લશ્કરે હાથી ઉપર બખ્તર ચડાવ્યાં, ઘોડા તૈયાર કર્યા, નગરને ચારે તરફ ઘેરી લીધું, અને નગરના દરવાજા સામે સીધો ધસારો કર્યો.

૮૪ **पाद्रि थिका ऊसरीया राउत...**—મૂઠીભર રાજપૂતોનું આવી વિશાળ સેના સામે કશું વળ્યું નહીં; તેથી તેઓ પાદરથી પાછા હઠ્યા. નગરમાં આવીને એમણે દરવાજા બંધ કર્યા, અને દુશ્મનના હુમલા ખાળવાને બુરજો ઉપર ચઢ્યા. તેઓ પાદરમાંથી પાછા વળ્યા ત્યારે મ્લેચ્છ સેના એમના ધસારા સામે હઠી ગઈ અને એમને માર્ગ આપ્યો.

૮૫ **असण**—રણવાદ્યનો એક પ્રકાર.

**थरहर**—થરથર.

**करयुं पराण ऊडव्या हाथी**—મુસલમાન લશ્કરે ( હવે ) જોર કર્યું, અને ( નગરના દરવાજા સામે ) હાથી આગળ કર્યા.

**तुरक चडया गढ चांपी**—પોતાના હુમલાથી તુરકોએ ગઢ કબજે કરી લીધો.

૮૬ **वरती मेल**—લૂંટાલૂંટ થઈ રહી. **पोलिपगार**—કિલ્લાના દરવાજા અને દિવાલો.

**लंका लूसइ**—( મધ્યકાલીન લાક્ષણિક પ્રયોગ ) 'જાણે લંકા લુંટાણી'.

૮૭ હવે રજપૂતોએ કેસરિયાંની તૈયારી કરી. એમણે સોમનાથના મંદિરમાં ( **देव तणइ प्रासादि** ) ચારે બાજૂએ હાથ દીધા ( હાથ વડે સ્પર્શ કરીને પ્રણામ કર્યો ), સ્નાન કરીને ગળામાં તુલસીની માળા ધારણ કરી, અને સોમનાથ ભગવાનનું શરણ ( રક્ષણ ) માગીને ( મુસલમાન સૈન્ય સામે ધસારો કર્યો ).

૮૮ દેવના મઢના ચોકમાં હવે બંને લશ્કરો સામસામાં આવી ગયાં, એમણે રણગર્જના કરીને ( બખ્તરિયા ) હાથી આગળ કર્યાં, અને હાથોહાથની લડાઈમાં સામસામે આવી ગયા.
**पडाउ**—પડાવ, છાવણી.

૮૯ **रणि वाउला**—રણઘેલા. **द्रोट उछीना**—યુદ્ધમાં સામે ધસનારા. **चालति**-પછી. સરખાવોઃ 'વળની '( =' પછી ') ( ચરોતરની બોલીમાં ). એમણે અંદર ઘૂસેલા મુસલમાન સૈન્યને ચારે તરફથી ( **फेरी** ) ઘેર્યું ( **कुंडइ घाल्या** ).

૯૦ **रोसाला**—રોષભર્યા. **रणि मूंडया**—રણમાં ધસ્યા.
**नडी नाद ऊतारयउ**—લડીને મુસલમાનોનો યુદ્ધનો મદ ઉતાર્યો.
**हूंतउ**...'હતો ' મૂળ વર્તમાન કૃદંત; અહીં ભૂતકાળના ક્રિયાપદના અર્થમાં પ્રયુક્ત. ( = હતો ).

૯૧ **किम गोद्दर सांई दिवराइ**—ધોરી મુસલમાનો સાથે કેમ ભેટો થઈ જાય—બથ્થંબથ્થા આવી જવાય.
**अंगी पतलि आहि**—એવી એમને પ્રબળ આકાંક્ષા હતી.
**मारी म्लेच्छ...रिण माहि**—આ કેસરિયા રાજપૂતો મ્લેચ્છોને વાંકડા (=જબરા ) મૂગલ સૈનિકોને—મારીને પછી રણમાં પડ્યા (=યુદ્ધમાં ખપી ગયા ).

૯૨ જે પદ યજ્ઞથી ( **ज्याग** ) , તીર્થયાત્રાઓથી, કે પુષ્કળ દાનથી ત્રૈલોક્યમાં સાંપડે નહીં, એ ભગવાન સોમનાથનું રક્ષણ કરતાં

(ઘાડિ) ભરતાં (પ્રાપ્ત થાય છે). સૌ રાજપૂતો સોમનાથના પ્રાંગણમાં ખપી જઈને દેવલોક પહોંચ્યા.

૯૩ **पडी मेल**—લૂંટફાટ ચાલી. **प्रासाद देवनइ**—સોમનાથ ભગવાનના મંદિરમાં. **हल हल करी....**—મુસલમાનો કિકિયારી (हलहल) કરતા દરવાજામાં ધસ્યા, અને ત્યાં (દેવનાં ચોઘડિયાંના) ઢોલત્રાંસાં કબજે કર્યાં.

૯૪ **ईडे चडया असुर आरहिडा**—પત્થરફોડા મુસલમાનો દેવમંદિરની ટોચ ઉપર ચડ્યા.

**घाण**—(પત્થર ફોડવાનો) ઘણ.

**पासा तणइ पूतली भांजइ**—મંદિરનાં બંને પાસાં ઉપર પત્થરમાંથી કોતરેલી મૂર્તિઓ મુસલમાનો ભાંગવા લાગ્યા. બૂતપરસ્તી સામેની મુસલમાનોની નફરત ઇતિહાસપ્રસિદ્ધ છે.

૯૫ **हाथीया घोडा**—દેવમંદિરની બહારની બાજુઓ ઉપર કોતરેલાં હાથીઘોડાનાં શિલ્પ.

૯૬ **परठइ**—રાખીને, ગોઠવીને. **सांगि**—સાગ, કોશ જેવું ઓજાર. **लागि**—જ્યાં લાગ (=અવકાશ) હોય ત્યાં. **प्राण करेवा लागइ**—જોર કરવા લાગ્યા. **हलहल...**—તેઓ હલહલ કરીને બંને બાજુએથી વળગીને જોરથી મોટી મૂર્તિ તોડવા લાગ્યા.

૯૭ **विरूई**—અનિષ્ટ, અનુચિત. **वात** બાબત (મૂર્તિ ખંડનની). **वरतेवा लागी**—બની. **कविलास**—કૈલાસ, ચારણી-રાજસ્થાનીનું રૂપ.

૯૮ **मढ रहावउ सूनउ**—દેવમંદિરમાં ફરી મૂર્તિની પ્રતિષ્ઠા ન થવા દેવાનું ઉલુઘખાન ત્યાં રાખેલા મુસ્લિમ રક્ષક સૈન્યને ફરમાન કરે છે.

**सूनउ**—*સૂનો, મૂર્તિ વિનાનો. (સં. शून्य ઉપરથી)*

**भूत**—(ફા. बूत ઉપરથી) મૂર્તિ.

तिहां करेस्युं चूनउ—ત્યાં મૂર્તિને પીસીને ચૂનો કરીશું.
૯૯ (ઉલુઘખાને) લોઢાની ફરક અને રહિકલ મંગાવી, અને ગાડાં અણાવ્યાં. વચ્ચે લાકડાનાં મોટાં આડાં (=નીચે મૂકેલાં ટેકા માટેનાં લાકડાં) ગોઠવીને સોમનાથનું ભારે લિંગ એમાં ચડાવ્યું.
૧૦૦ त्रीयल जोतरी—(બળદની) ત્રણ ત્રણ જોડી જોતરીને.
૧૦૧-૧૦૨ કવિનું હૃદય આક્રંદ કરી ઊઠે છે. આગળ ભગવાન રુદ્રે પોતાના પ્રચંડ કોપાનલથી સર્વ દૈત્યોને બાળ્યા, પૃથ્વીમાં પુણ્ય વરતાવ્યાં અને દેવલોકનો ભય ટાળ્યો, કામને ભસ્મીભૂત કર્યો અને ત્રિપુરાસુરને તો પવનમાં કપાસ ઊડી જાય તેમ ફૂંકે ઉડાડ્યો : ત્રિશૂલધારી રુદ્રનું એ સામર્થ્ય ક્યાં ચાલ્યું ગયું?—કવિ શોક અને રોષથી સભર હૈયે પૂછે છે.

तूल—રૂ, કપાસ.

केथू करयउं—ક્યાં મૂક્યું ? (સં. कुत्र, અપ. केत्यु ઉપરથી). સરખાવો : 'કેથે', =ક્યાં ? (સુરતી બોલીમાં).
૧૦૩ देश उजाड्या—બધા પ્રદેશો (લૂંટફાટ, આગ અને જુલમથી) ઉજ્જડ કરી મૂક્યા.

लूस्यां—લૂંટ્યાં.
૧૦૪ साहिया लोक...—મુસલમાન લશ્કરે લોકોને બાન (=કેદી) પકડ્યાં; બ્રાહ્મણો, બાળકો કે સ્ત્રીઓને પણ છોડી નહીં.

आले वाध्रे...—આળા ચામડાંથી બંદીઓને હારમાં બાંધ્યાં.

न लाभइ पार—' નો પાર નથી ' (લાક્ષણિક પ્રા. ગુજ. પ્રયોગ)
૧૦૫ वंदीपानुं—આ બધા બાનને સાથે લીધાં.

तुरक करया तसलीम—મુસલમાનોએ પછી સૌને સલામ કરીને વિદાય (तसलीम) લીધી.

वाजी सान—ડંકા વાગ્યા. ऊतरीउ—ઊતરી ગયો, પાર કરી-

૧૦૬ वाइ वाउ वेडि दव वालइ—પવન ફૂંકાય અને અત્યંત વેગથી દવનો અગ્નિ સર્વત્ર પ્રસરી રહીને બાળે.
तेह प्रति स्यूं करीइ—તેની સામે શું કરી શકાય? करीइ કર્મણિ રૂપ છે.

तरवरया आवइ—ધસ્યા આવે.

૧૦૭ મુસલમાનોનાં લશ્કરોએ ગિરનારનો જૂનો ગઢ પાદાક્રાન્ત કર્યો, કચ્છની ભૂમિ દબાવી. (કચ્છનું) કાંયગેહડી અને (સિંધનાં) ઠઠ્ઠા અને (નગર) પારકર નગરો થરથર કંપવા લાગ્યાં.

૧૦૮ अलूखानि आपणपूं दीठउं—ઉલુઘખાન તો પોતાના બળ ઉપર મુસ્તાક રહ્યો. નરસિંહરાવ આપણપૂં સં. आत्मन् + त्व, પ્રા. अप्पण + प्प ઉપરથી વ્યુત્પન્ન કરે છે; તો તેસ્સિતોરિ એને आत्मन्નું ભારદર્શક દ્વિર્ભાવ પામેલું રૂપ ગણે છે (સં. आत्मन + आत्मन्, પ્રા. अप्पण + अप्प).
वाट पाधरि...लगार—પણ પાધરી (સીધી) વાટે બંકા મારુ રાજપૂતો (સામના માટે) ખડા છે, એનો એના ચિત્તમાં લેશમાત્ર ખ્યાલ આવતો નથી.

૧૦૯ पातिसाह—દ્વિતીયા એક૦
अवगणीउ—અવમાનના કરી; લશ્કરને માર્ગ આપવાનો ઇન્કાર કર્યો. लेस्यूं—લઈશ.

૧૧૦ जे लागेस्यइ पाप...—કે એનાં પાપ (હવે) આવી મળ્યાં છે.
दरि दरि......साप—'દરે દરે ઘો નીકળે નહીં, ક્યાંક સાપ પણ નીકળી પડે.' એ યુગની એક લોકોક્તિ.

૧૧૧ तीन्हा—તીક્ષ્ણ, અહીં, 'ચપળ' ના અર્થમાં.

तेजी—ઘોડા. तारवइ—ફેરવે છે.
એમના ડંકાનીસાણના અવાજે ડુંગરો ધ્રૂજી રહે છે.

११२ भली जाइगइ लीधी—સરસ જગા ઉપર છાવણી નાંખી.
महल—કમરો. मसूरति कीधो—(પોતાના સરદારો સાથે) મંત્રણા કરી.
मोटे मलिकि—'મુખ્ય સરદારે', અર્થાત્, 'ઉલુઘખાને'.

११३ प्रधान चलाव्यउ—પ્રધાન મોકલાવ્યા.
मांटी थाजे......—'હવે મરદ થજે, તને શિકસ્ત આપવાને ઉલુઘખાન તારા ગઢ ઉપર ચઢી આવ્યો છે.'

११४ मांडइ—(યુદ્ધ) માંડી શકે. देषि—'જો'; આજ્ઞાર્થ બીજોપુ૦ એક૦.
आणी मुहिम—આ તરફ.

११५ कीधा वंदि—કેદ કર્યા. भूत—મૂર્તિ (સોમનાથની). करी सजाई—યુદ્ધ માટે સજ્જ થઈને. घांटु वांचे—માર્ગ રોકે.

११६ लेइ......दापे—'કાં તો બેરો લઈને મને મળવા આવ, નહીં તો યુદ્ધ માટે સામો આવ ને તારું શૂરાતન બતાવ.'
फइ ताहरूं......रापे—'નહીં તો (તારું) પોતાનું ઘર સાચવીનેજ બેસી રહે તો એ તારું શાણપણ હું સમજીશ.'

११७ सुपनंतर—'સ્વપ્નાન્તર', 'સ્વપ્નમાં બનેલી ઘટના'; અહીં 'સ્વપ્ન'ના અર્થમાં પ્રયુક્ત. हूंतइ प्रगट विहाणइ—'પ્રભાત ફૂટતાં', 'પ્હો ફાટતી વેળા.' પ્રભાતમાં આવેલાં સ્વપ્નો સાચાં પડે છે એવી માન્યતા છે.

पधारीयां गंगा......जाणइ—(સ્વપ્નમાં) જાણે ગંગાજી અને પાર્વતી પધાર્યાં છે, એવું કાન્હડદેને લાગ્યું.

૧૧૮ पूछइ—ગંગા અને ગૌરી કાન્હડદેને પૂછે છે.
ईसानि—ઇશે, ભગવાન શંકરે. ताहरउ स्वामी—તારા એ દેવને.

૧૧૯ ऊठि—'ઊઠ', આજ્ઞાર્થ બીજો પુ૦ એક૦
अजरामर—આ સંબોધન ગંગાજીના આશીર્વાદનું સૂચક છે.
अजी विमासण कांइ—'હજી વિચાર (ગડભાંગ) શો કરે છે?'
ताहरा......जाइ—તારા મુલકમાં થઈને ભગવાન સોમનાથ મુસલમાન બાદશાહ વડે લઇ જવાશે? (એમ બને તો એ કેવી અપયશની ઘટના હશે?)

૧૨૦ दैत्यशु—દાનવો પાસેથી. वैरोचनि—વૈરોચને (આ રીતે શંકર ભગવાનને છોડાવીને) પોતાની અત્યંત ભક્તિ દર્શાવી.

૧૨૧ लीजइ मोर त्रिहुं ऊडाणे—(હવે) આ ત્રીજે અવસરે તું (ભગવાન શંકરને છોડાવવાનો) યશમુકુટ ધારણ કર.
जाणइ कान्हडदेउ—આ પ્રમાણે જાણે કાન્હડદેએ સ્વપ્નમાં સાંભળ્યું. म म करि जेड—(આમાં હવે) વિલંબ ન કર.

૧૨૨ असुर—મુસલમાનોએ. ત્રીજી વિ૦. असंभम—અસંભવિત.
चौद लोक......—જે ચૌદ લોકના સ્વામી ગણાય છે તેમને જોતજોતાંમાં (કેદ કરી) લીધા.

૧૨૩ विलवइ बे सती—ગંગા ને ગૌરી એ બંને સતીઓ વિલાપ કરે છે. कीजइ कंकण भंग—(તું કહે કે) અમે અમારાં કંકણ ભાંગવા દઈએ? (કે તું ભગવાનને છોડાવીશ?)
उछ नीरि......—ઓછા જળમાં જેમ માછલી તરફડે તેમ

અમને (ભગવાન શંકરનો) વિરહ બાળી રહ્યો છે!

१२४ जि को......पूठि—જે કોઈ અમારા સ્વામીને બંધનમાંથી મુક્ત કરશે તેના બધાં પાતક નાશ પામશે. वेदवचन......—અમે સિદ્ધવચન સાંભળ્યાં (કે તું એ મહાકાર્ય સિદ્ધ કરીશ).

१२५ छोडवि—છોડાવ. આજ્ઞાર્થ બીજો પુ૦ એક૦; પ્રેરક૩૫. विहंडि—વિનાશ કરીને, વિધ્વંસીને. कीरति लइ—કીર્તિ પ્રાપ્ત કર. तुझ नाम हूसइ नव पंडि—તારું નામ નવે ખંડમાં રહેશે; જગતમાં તારા નામનો મહાન યશ ગવાશે.

१२६ ऊठिउ वीर मोडीऊं आलस—આળસ મરડીને વીર કાન્હડદે ઊઠ્યો. सोमचन्द्र व्यास—રાજ્પુરોહિતનું નામ છે. म्लेछे तणउ करी मार—મ્લેચ્છોનો વિનાશ કર.

१२७ चाड—રક્ષા, સેવા. करेजे—કરજે. छोडावे—છોડાવજે. આ પ્રમાણે રાજપુરોહિત સોમચન્દ્ર વ્યાસની સાથે સ્વપ્નના રહસ્યની કાન્હડદે ચર્ચા કરી રહ્યો ત્યાં તો પાદશાહના લશ્કરમાંથી ગઢમાં પ્રધાનો આવ્યા.

१२८ કાન્હડદે રાજાએ સભા ભરીને એમાં પાદશાહના પ્રધાનોનું સ્વાગત કર્યું. कहइ परधान—પ્રધાનોની વાણીમાં વિજયને લીધે આવેલા અહંકાર અને ઉદ્ધતાઈનો રણકો છે.

१२९ તારા મુલકને ઉજ્જડ કરીશું, જો તું સામનો કરશે તો. देस्यूं मेल्हाण—પડાવ નાખીશું.

१३० आफणीइ—પોતાની જાતે જ. आपणपूं—'પોતાના સ્વત્વને', અર્થાત્ 'બળને'

१३१ ઉલુઘખાનને એવું કહેજો (संभालउ,='સંભળાવો') કે અમે યુદ્ધ માટે પ્રયાણ કરીશું. એક બે દિવસ જાળવી જાવ (થોભી

જાવ). અમે એના લશ્કરની સામે આવીને યુદ્ધ કરીશું.

१३२ **चीनविया**—'ને જાણ કર્યું.' સં. विज्ञापिताः, પ્રા. विण्णविआ ઉપરથી. **वेढि**—લડાઈ. સરખાવો: અર્વા. ગુજ. 'વઢવાડ'; 'વઢવેડ' (કથ્ય બોલીમાં). **करेसइ**—કરશે. **अछत्रां**—અચાનક. **दाउ देसइ**—ઘા મારશે.

१३३ **करी सजाई दीयां दमामां**—કાન્હડદેએ યુદ્ધની તૈયારી કરી અને રણદુંદુભિ વગડાવ્યાં. **विहाणइ**—પ્રભાતે (સં. विभानकम्) **सिराणइ**—'શિરાણા' ગામે.

१३४ **पापलि**—ચારે બાજુ, આસપાસ. સં. पक्ष, પ્રા. અપ. पक्ख + સ્વાર્થિક ल ઉપરથી. ઉલુઘખાને પોતાના લશ્કરની આસપાસ ચારે તરફ લાકડાનો કોટ (काठगड) કરાવ્યો, અને એની આજુબાજુ ખાઈ બનાવરાવી, એવી રીતે કે વચ્ચે લગાર પણ (लिगारइ) જગા (माग) ન રહે. હાથીઘોડા ઉપર આઠે પહોર સાજબખ્તર નાંખી રાખ્યાં. હવે (હિંદુઓને) (હુમલો કરવાનો) લાગ શી રીતે મળશે? (એમ ઉલુઘખાને ધાર્યું).

१३५ કાન્હડદે પોતાના સરદારો—જયત દેવડો, લખણ સેભટો, લૂણકરણ અને સાલ્હ સોભાઉત, એ બળવાન 'રાવતો' (રાજપુત્રો)ને મુસલમાન લશ્કર ભણી મોકલાવ્યા. 'દેવડ઼ઉ', 'સેભટઉ', 'સોભતુ' એ રાજપૂતોનાં કુળનામ જણાય છે.

१३६ **सरषे घोडे**—એકસરખા ઘોડાઓ ઉપર. **सातवीस**—સત્તાવીસ. **दीधी सीष**—સૂચના, આજ્ઞા, આપી. **तुरक केतलउ पार**—તુરકોની સંખ્યા (વિસ્તાર) ૪૦ કેટલી છે?

१३७ **दल मेल्हाण**—લશ્કરની છાવણી. **हेजवनइ**—ઉલુઘખાનના પરિચારક, અંગરક્ષકને.

परदारनकीबे—'નકીબબરદારે'; અર્થાત્, 'છડીદારે'.

१३८ जूजूआ- અલગઅલગ. सविहुंनइ—સર્વેને.
अनाम—ઈનામ; સત્કાર અર્થે પોશાકાદિની ભેટ.
तीरी द्राम—સોનાના દ્રમ્મ; સોનાનો મોટો સિક્કો. ગ્રીક drachm

१३९ करउ विछेद, म जेडउ—આ સભા બરખાસ્ત કરો, ઉપડો; હવે વિલંબ ન કરો (म जेडउ).
एक भणइ—(કાન્હડદેના પ્રધાનોમાંથી) એક કહે.

१४० कान्हडदे टाली—કાન્હડદે સિવાય. पान भणइ आघा तेडावउ—ઉલુઘખાને કહ્યું, 'ભલે, એમની મુલાકાત આઘેથી કરાવજો' (જેથી સલામના ઉપચારની જરૂર ન રહે).
वरि...—અને ભલે એ સલામ ન કરે. वरि, સં. वरम् ઉપરથી. સરખાવો 'ભર' (કાઠિયાવાડી બોલી).
मन—નહીં. નિષેધાર્થ અવ્યયનું દ્વિત્વ. સરખાવો: मन (કાઠિયાવાડી બોલી).

१४१ રાજા કાન્હડદેના પ્રધાનોએ (આવી શરતો કરીને) ઉલુઘખાનની મુલાકાત (भेटी) લીધી. भलाई — ખુશખબર, કુશળવર્તમાન.
कटक तणो—(મુસ્લિમ) લશ્કરની. किसी बात बोलाई— 'શી વાત કહેવાય છે?' — અર્થાત્, 'મુસ્લિમ લશ્કરના વિસ્તાર, બળ, ઇ૦ સંબંધે કાન્હડદેના દરબારમાં શું કહેવાય છે?'

१४२ 'જે અરજ (अरदासि) કાન્હડદેએ તમારી પાસે (पासि तुम्ह) (મને નિવેદન કરવાને) કરી હોય તે જણાવો.'
પ્રધાન (આકાશ તરફ આંગળી ચીંધીને) કહે, 'ખાન, સાંભળો: સલામ તો ત્યાં (= આકાશમાં) થશે.' (અર્થાત્, 'તમારી સલામની આશા વ્યર્થ છે'.)

૧૪૩ वैस्वानर—અગ્નિ. दीस—દિવસ; અહીં ઉપલક્ષણથી 'સૂર્ય'.
टलतउ—સિવાય. (લાક્ષણિક રાજસ્થાની શબ્દ પ્રયોગ).
कहि—(કેદરતું ટૂંકાવેલું રૂપ) – કોઈને પણ.
नामइ—નમાવે, (પ્રેરક રૂપ). सीस—માથું. (સં. શીર્ષ, પ્રા. सीस ઉપરથી)

૧૪૪ काज—'કાર્ય'; અહીં 'હેતુ'. राउल आपसइ—રાજા (કાન્હડદે) ના આદેશ (= આજ્ઞા) થી. जोपस्यूं—'જોઈશું'; અહીં 'જોવા ઇચ્છીએ છીએ' એ અર્થમાં પ્રયુક્ત.

૧૪૫ पूंतारइ—મહાવતે. ततखिण—તત્ક્ષણ. गयवर गुडिया—હાથી પાખર્યા, સજ્જ કર્યા. चालि—ઘોડાર, ઘોડાશાળ.
पपराव्या—ઉપર સાજબખ્તર નંખાવ્યાં. मलिक—મલેકો; મોટા સરદારો.

૧૪૬ સમર્થ યોદ્ધાઓ અને ભયંકર દેખાવવાળા મૂંગલ સૈનિકો હાર (યુદ્ધહરોળ) માં ઊભા રાખ્યા.
सामगिरी—સાધન (હાથી, ઘોડા, પાયદળ, ઇ.)

૧૪૭ सान—નિશાની (સં. संज्ञा, પ્રા. सण्णा ઉપરથી).
सींगिणि—'ધનુષ્ય ઉપર'; સપ્તમી એકવચન.
परठयउ—મૂક્યું, ચઢાવ્યું. ताणी—(ધનુષ્ય) ખેંચીને.
गयणि पंखिणी वींधी—આકાશમાં ઊડતી પંખિણીને વીંધી નાંખી. આ રીતે પોતાના સૈનિકોનું યુદ્ધકૌશલ કાન્હડદેના પ્રધાનોને દર્શાવવાનો ઉલુધખાનનો આશય છે. (गयणि—સં. गगने, પ્રા. અપ. गयणि ઉપરથી).

૧૪૮ तडंग—પખાલ?

ઉલુઘખાનના સૈનિકોની તીરંદાજીની સામે પોતાના પક્ષનું રણકૌશલ બતાવવાને લખણુ સેભટાએ તરવારના એક ઘાએ પખાલ સાથે પાડાને માર્યો — એના બે કકડા કરી નાંખ્યા. ઉલુઘખાન જોઈ જ રહ્યો. એણે લખણુ સેભટાના બળની તારીફ કરી.

૧૪૯ **कान्ह घरि**—'કાન્હડદેને ત્યાં', અર્થાત્ 'કાન્હડદેની સેનામાં'.
**केता**—કેટલાક. **ताहरि जमलि**—તારી બરોબરીના.
**कहीजइ**—'કહેવાય છે', અર્થાત્ 'ગણાય છે.'
**सहस चउवीसां**—ચોવીસ હજાર.
**पूंठइवाज**—પહોંચતા, સમર્થ, પ્રચંડ. (લાક્ષણિક પ્રા. રાજસ્થાની પ્રયોગ). **लहीजइ**—જાણો, સમજો.

૧૫૦ **तूठउ**—પ્રસન્ન થયો. (સં. तुष्ट, પ્રા. तुट्ठ ઉપરથી).
હું દિઉં માગે નહીં, (તેથી વગર માગ્યે હું તને) પસાય (ઇનામ) આપું છું. **रीझ**—ખુશાલીની બહોળી; પસાય.
પ્રધાને (= લખણુ સેભટાએ) કહ્યું, '(એમ) પસાય (= ઇનામ) લેવાય નહીં; (એથી તો) કાન્હડદેને લાજ આવે (= શરમાવું પડે).'

૧૫૧ **पांति**—હોંશ, ઇચ્છા. **पूरवउ**—પુરાવો, પૂર્ણ કરો.
**चिहूं दिसि**—ચારે તરફથી, સંપૂર્ણ રીતે. **जोस्यूं**—જોવાને ઇચ્છીએ છીએ. **मन जाणिस्यु...**—એમ જાણશો નહીં કે એથી કાંઈ અનિષ્ટ (वरांसु) થાય—અમે રાત્રિએ છાપો (रातीवाहु) મારીએ.

૧૫૨ **जण**—માણસ, અનુચર. **मेल्हाण**—છાવણી. **वेसर**—ખચ્ચર.
પલ્હાણ મૂકેલા ઘોડા, હાથી, ઊંટ, પોઠિયા, ખચ્ચરો કાન્હડદેના પ્રધાનોએ જોયાં.

૧૫૩ (જુદા જુદા) સરદારોના (મલિક) પોતપોતાના મર્તબા અનુસારના જુદા જુદા પડાવો (મરાતબ) જોયા, જેમાં શ્રેષ્ઠ લડવૈયાઓ હતા. **जोयंतां** 'જોતાં'; વર્તમાન કૃદંત. **तुह्नि**–તો પણ.

૧૫૪ **वंदीवाल्ह**—બંદીવાન. **सीदाता**—પીડાતા. સં. सीद् ઉપરથી. **पाडइ डाढी**—વેદનાથી રાડો પાડતા, ચીસો પાડતા. **दीसि**—દિવસે. **अगासइ** — (ખુલ્લા) આકાશ નીચે. **तावडि दाझइ**—તાપથી બળી જતા હતા. **ताढि**—ટાઢ.

૧૫૫ **थानविछोह्यां वालक रोवइ**—માતાના સ્તન ઉપરથી ખેંચી લીધેલાં ધાવણાં બાળકો રોતાં હતાં. **दीसइ सरपां दूष**—(ખૂબ) દુઃખી જણાતાં હતાં. **आगइ**—પહેલાં તો. **तिरसइ**—તરસથી.

૧૫૬ **एक**—કેટલાક. પ્રા.ગુજ.નો આ વિશિષ્ટ શબ્દપ્રયોગ છે. સરખાવો : સમાન સંસ્કૃત પ્રયોગ '...इत्येके,...इत्यपरे.' **अणूह्वाणा**—અડવાણા;પગમાં પગરખાં વિનાના. (સં. अनुपानह + क, અપ. अणुवाणउ ઉપરથી) એ દાણા ધાન પણ બંદીઓને ખાવા મળતું નહોતું. કેટલાકના પગમાં (पाए) લોઢાની બેડીઓ (लोहडां) જકડેલી હતી.

૧૫૭ કેટલાંકનાં જુદાં જુદાં હાલરાં (એક સાથે બાંધીને કરેલી હાર) બનાવ્યાં હતાં, જે ચામડાની વાધરીથી (वाघ्रइ आलइ) બાંધેલાં હતાં. **मायवापविछोह्यां**—માબાપથી વિખૂટાં. **पाडिआ गालइ**—એકના (ગળામાં) (દોરડાંના) ગાળા નાંખેલા હતા.

૧૫૮ **विछोह**—વિયોગ. (સં. विक्षोम ઉપરથી). બાન પકડેલાં માણસોમાંથી સ્ત્રી પુરુષોને (દંપતીઓને) એક બીજાથી જુદાં પાડ્યાં હતાં.

**फटकि ऊछली धाह**—લશ્કરમાં ( આ બંદીવાનોના ) ( દુઃખનો ) પોકાર ( धाह ) થઈ રહ્યો.

૧૫૯ કેટલાક કહે, 'આ જન્મમાં તો કાંઈ દુષ્કર્મ અમે કર્યાં નથી, પણ ગયા જન્મમાં કાંઈક અયોગ્ય પગલું પડી ગયું હશે—કાંઈક પાપ કર્યાં હશે ( સરખાવો : जन्मान्तर पातकानां विपाकविस्फूर्जथुः – रघुवंश ) એથી હવે અમને તુરકોના પંજામાં પાડ્યાં, અને ( એમ ) પૂરેપૂરું વેર લીધું.'

૧૬૦ અહીંથી એ યુગના સમાજના જીવનના એક પાસાંનું કવિએ દર્શન કરાવ્યું છે. આ બંદીજનોના આક્રંદમાં એ યુગમાં અનુચિત, પાતકી ગણાતાં કાર્યો અને વ્યવસાયો વિશે ખ્યાલ આવે છે.

**कूडी साखि कइ अम्हे दीधी**—કાં તો અમે ખોટી સાક્ષી પૂરી હશે. **कइ चडाव्यां आल**—કે કોઈ નિર્દોષ ઉપર ખોટાં આળ ચડાવ્યાં હશે. કે જનનીને ખોળે ( उछरंगि ) રમતાં બાળકોને માના ખોળામાંથી ઝૂંટવી લીધાં હશે ( बाल विछोह्यां ). અહીં, ક્રિયાપદ, ભૂતકાળ ત્રીજો પુ૦ બહુ૦ )

૧૬૧ **गाई तणां गोचर खेडयां**—ગાયના ગૌચરની જમીન અમે ખેડી નાંખી હશે. **लोप्या आघाट**—કોઈના ઘર–જમીનના હક ડુબાવ્યા હશે. **जइ जंगलि मुघ लीधां**—જંગલમાં જઈને મધપૂડો તોડીને એમાંથી મધ પાડવું એ યુગમાં હીણું ગણાતું, એ ગુજરાત–રાજસ્થાનના જીવન ઉપર જૈન ધર્મ અને જૈન સંસ્કૃતિની અસર સૂચવે છે.

**किहां पाडी वाट**—( વાવેલાં ) ખેતરોમાં અમે ( સોંસરમેર ) વાટ ( = રસ્તો ) પાડી હશે.

૧૬૨ **मांयवाप नवि मान्या**—માબાપનું માન ન રાખ્યું; માબાપની અવમાનના કરી. **वेदवचन ऊथाप्यां**—શાસ્ત્રની આજ્ઞાનું પાલન ન કર્યું; ધર્મશાસ્ત્રની આજ્ઞાથી વિપરીત વર્તન કર્યું.

૧૬૩ **संमेडा**—=? ('ઘાસની ગંજી', 'ઓઘા' જેવો અર્થ સંદર્ભથી સૂચવાય છે.) **लाया**—લાહ્ય લગાડી.

૧૬૪ **पातिक पंच**—પંચ મહાપાતક. બ્રહ્મહત્યા, મદ્યપાન, સુવર્ણની ચોરી, ગુરુદારાગમન, અને આવાં પાપોમાં સંમતિ.
**पाधां धान ऊलवइ...वंच**—પેટનાં છોકરાંને છેતરીને છાને ખૂણે ભરાઈને ધાન ખાધું.

૧૬૫ **ऊसाली**—પાડી નાંખી, ભાંગી નાંખી.
**पीपलि**—(પવિત્ર) પીપળાનું ઝાડ કાપી નાંખ્યું.
**देव तणा प्रासाद पडाव्या**—દેવમંદિરો પાડી નંખાવ્યાં.
**हरि लाउ पाउ**—ભગવાનની મૂર્તિને પગ લગાડ્યા.

૧૬૬ **लूण**—મીઠું. લાષ, લૂણ...—'લાખ, મીઠું કે તલ ખરીદ્યા (वुहर्या) ને વેચ્યા (वीक्या).' આ સર્વ ધંધામાં સૂક્ષ્મ જીવહિંસાની શકયતા છે. તેથી મધ્યકાલમાં જૈન ધર્મની અસર નીચેના પ્રદેશોમાં એમનો વેપાર નિષિદ્ધ ગણાતો.
**सोम सूर...**—અમે રાહુથી ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ થતું હતું તે વખતે અમે ગ્રહણનાં દાન લીધાં હશે.

૧૬૭ **अवगुणीयां पात्र**—'પાત્રો' નાં અપમાન કર્યાં, પાત્ર = સાચા માણસો. (દેરાસરી)
**कइ धन...**—પારકાં (पियारां) ધન બળપૂર્વક (प्राणि) ઝૂંટવી લઈને અમે અમારાં પાભર ગાત્ર પોષ્યાં.

૧૬૮ જન્મથી (जन्म लगइ) જે (સ્વામી) નાં ધન લીધાં હોય

તેનું સંગ્રામમાં રક્ષણ કરવાને પ્રસંગે ( ચાહિ ) અમે ( નાસીને ) પોતાના પ્રાણ બચાવ્યા, અને સ્વામીને ( શત્રુનાં ) બંધનમાં પડેલો રહેવા દીધો. સરખાવો :

ते मुग्गडा हराविआ जे परिविट्ठा ताहं ।
अवरोप्परु जोअन्ताहं सामिउ गंजिउ जाहं ॥

—सिद्ध हेमचन्द्र ८-४-४०९

१६९ कीधां आसवपान—સુરાપાન સામે એ યુગમાં ઘણી ઘૃણા હતી એમ સમજાય છે.
ब्रम्हघात...वंधान—અમે બ્રાહ્મણોનો ઘાત કર્યો હશે કે એમને બંધનમાં નાંખ્યા હશે ( = કેદ કર્યાં હશે ). वंधान—સપ્તમી એક૦

१७० कनक चोरीया—સોનાની લગડી; સોનાના અલંકારો. (પ્રા. चूलिया કે દેશ્ય चुल्ली ઉપરથી ?)
वंधानइ—બંધનમાં, બંદીખાનામાં.

१७१ कान्ह—ભગવાન શ્રીકૃષ્ણ.
कालहरी—ઘાસની ગંજી ( काहरि ) અમે સળગાવી મૂકી હશે.

१७२ सूंप्या द्रोह अम्हे कीधा—અમારી પાસે ( લોકોએ ) મૂકેલી અનામતો અમે ઓળવી.
छानां विप दीधां—લોકોને ગુપ્ત રીતે ઝેર દીધાં.
आस्यामंग...कीधा—લોકોને ( આશા આપીને પછી એમને ) આશા ભંગ કર્યો.

१७३ सप्त विसन—સપ્ત વ્યસન. દ્યૂત, મૃગયા, અભક્ષ્યભક્ષણ, મદ્યપાન, વેશ્યાગમન, પરદારાગમન અને ચોરી એ સાત વ્યસન ગણાય છે.
अयुगती—અનુચિત, અયોગ્ય.

૧૭૪ **द्यामणां**—દયામણાં.
**थिहुं करि पीटइ आप**—બે હાથે પોતાનાં અંગ કૂટે છે. **आप**—પોતાને; (સં. आत्मन्, પ્રા. अप्प ઉપરથી).
**केहां**—ક્યાં. **आवी लागां पाप**—પાપ આવી મળ્યાં છે.

૧૭૫ એક કહે કે અમને ભરોસો હતો (हुंतउ) કે કાન્હ (મુસલમાનોને મારી હઠાવીને) અમને છોડાવશે. પણ એણે તો (મુસલમાનો સાથે) સંધિ (મેળ) કરી લીધી; એના પ્રધાનો મુસલમાનોના લશ્કરમાં આવી મળ્યા.

૧૭૬ બાન ઝૂરંઝૂરા કરે છે, અને વિમાસે છે કે હવે આ જન્મમાં (आणइ जमारइ) તો, જો કાન્હડદે છોડાવે નહીં તો, (જીવનભર) તુરકોના બાન રહેવું પડશે એ નક્કી (सही).

૧૭૭ **प्रधाने**—કાન્હડદેના પ્રધાનોએ. **विगूचतां**—વલોપાત કરતાં. **कटक मांहि**—મુસલમાનોના લશ્કરમાં. **डांगुरु**—દાંડી પીટનારો, દાંડિયો.

૧૭૮ સંભાળ પૂર્વક (पडखउ—ચારે તરફનો વિચાર કરીને; સં. प्रतीक्ष्, પ્રા. पडिक्ख ઉપરથી).(મોટા) સૈન્યની જમાવટ (मेलावउ) કરીને કાન્હડદે જ્યારે આવશે ત્યારે એ ચોક્કસ બાન છોડાવશે —એ સૂર્ય ઊગવા જેટલું નિશ્ચિત (માનજો).

૧૭૯ પછી ઉલુઘખાનની રજા લઈને પ્રધાનો કાન્હડદે આગળ ગયા. (ઉલુઘખાનને એ કહેતા ગયા કે) તૈયાર થઈ (मांडी) રહેજો, અમે બે દિવસમાં આવીને તમારી સાથે યુદ્ધ ખેલીશું. (દેસ્યૂં ઘાઉ—લાક્ષણિક પ્રા. રાજસ્થાની પ્રયોગ).

૧૮૦ **कान्हड**—'કાન્હડદેને'; દ્વિ. એક૦
**कटक स्वरूप**—મુસલમાન લશ્કરનું સ્વરૂપ—એની સંખ્યા,

સાધન—સામગ્રી, ઇ.
**पाटण थिकउ**—સોમનાથ પાટણથી. **देव सोमईउ**—ભગવાન સોમનાથ.
**चलाव्यउ**—લઈ ચાલ્યા છે.

૧૮૧ લશ્કર બખ્તર-હથિયારાદિથી સજ્જ (सनाहु) છે. હાથી, ઘોડા, અને સૈન્યની સંખ્યા અપાર છે. સાથે ગુજરાત અને સોરઠનાં અપરંપાર માણુસ બાન પકડયાં છે.

૧૮૨ **तउ जिमीसइ धान**—(હવે તો) ત્યારે અન્ન ખાઈશ.

૧૮૩ **लेप लिपाणा**—પાસેના મિત્ર રાજાઓને (અને ખંડિયા રાજાઓને આ યુદ્ધમાં ભાગ લેવાને માટે નિમંત્રણપત્રો (લેપ) લખાયા અને આદેશપત્રો તૈયાર થયા. એ લઈને દૂતોએ પલાણ પણ નાંખ્યા વિના ઘોડા મારી મૂકયા. પાછલે પહોરે બધી તૈયારી કરીને ત્યાં એકત્ર થયેલા રાવરાણાઓને બોલાવ્યા.

૧૮૪ **राजवंस छत्रीसइ मिलीया**—બધા-છત્રીસે-રાજવંશના રાજપૂતો એકત્ર થયા. કર્નલ ટોડના 'રાજસ્થાન'માં આ રાજવંશોનાં નામ આપ્યાં છે, જેમાં રાઠોડ, પરમાર, ચૌહાણ, સોલંકી, પડિહાર, ચાવડા, તુંવર, જાદવ, ઝાલા, જેઠવા, ગોહિલ, ઇ. પ્રસિદ્ધ રાજકુલોનો સમાવેશ થાય છે.
**पांडा**—તરવારિયા (Swordsmen). કાવ્યશાસ્ત્ર અનુસાર આ અજહલ્લક્ષણાનું ઉદાહરણ થશે.
**लाष चिच्यारि**—ચાર લાખ. અહીં અતિશયોક્તિ સ્પષ્ટ છે, જે આવાં મધ્યકાલીન વીરરસ કાવ્યોમાં સામાન્ય છે.
**पाहइ**—'કરતાં'; (સં. પક્ષે, અપ. पक्खहि ઉપરથી.) સરખાવોઃ પ્રેમાનંદ વગેરે મધ્યકાલીન કવિઓની ભાષામાં 'પે'.
**जिहि भुजि...**—જેને હાથે (કદી) હાર આવતી નથી.

૧૮૫ હવે આ રજપૂત સૈનિકોના ઘોડાઓનું પ્રણાલિકાનુસારી વર્ણન આવે છે.

**पाणीपंथा**—જળની રેલ જેવા વેગવાળા; અતિ વેગવંત.

**खुरसाणी**—ખુરાસાની. **तुरकी**—તુર્કસ્તાનના. કેટલાક પ્રદેશના ઘોડાઓ ખાસ વખણાય છે; જેમકે, કચ્છના, સિંધના, અરબસ્તાનના, ઇ.

**सूडापंखा**—પોપટની પાંખ જેવા રંગ વાળા.

**किहाडा**—ઘોડાની એક જાત.

**नीलडा सुरंग**—નીલ રંગના સુંદર (ઘોડા).

૧૮૬ **तेजी**—ઘોડા.

**कूंकूल्लोल पल्हाण**—એમના ઉપર કંકુ રોળેલાં (=પુષ્કળ કંકુ ચોપડેલાં) જીન મૂકયાં છે.

**सोना तणां....** અને જેમના પગમાં સોનાનાં સાંકળાં છે, એવા ઘોડા (केकाण) હણહણી રહ્યા છે.

૧૮૭ **प्राणी**—બળપૂર્વક, જોરથી. **पुरातलि**—ખેરીથી

**एक न मानइ साट**—કોઈ (=કેટલાક) તો ચાબૂક (साट) ને પણ ગણકારતા નથી.

**वार गिरी तेजी**—લશ્કરી ઘોડા.

**दिवराणा**—'રાજાની ઘોડારમાંથી સૈનિકોને આપવામાં આવ્યા.' પ્રસ્તુત સંદર્ભમાં 'સજ્જ કરવામાં આવ્યા' એવો કોઈ અર્થ ઉદ્દિષ્ટ હોય એમ જણાય છે.

**ऊवट वाट**—આડી વાટે, ઊફરાંટા.

૧૮૮ **सावलोह**—તદ્દન લોખંડનું. **पाषर**—બખ્તર.

**चामर**—ચમરી.

**पाणी तणी ढळकती छागल**--પાણીના રેલા જેવી એમની ઢળકતી ( રેવાલ ) ચાલ છે.

**नीचां फूमत मूंकइ**--એમના સાજસામનની નીચે ( શોભા માટે ) ( રેશમના કે ઊનનાં) ફૂમતાં મૂકેલાં છે.

૧૮૯ હવે સૈનિકોનાં આયુધાદિકનું વર્ણન આવે છે.

(સૈનિકોએ) ' અંગા ' (= અંગનું-છાતીનું-રક્ષણ કરતું બખ્તર), માથાના 'ટોપ' (= શિરસ્ત્રાણ), 'રંગાઉલી' (સૈનિકોના બખ્તરનો એક વિશિષ્ટ પ્રકાર), 'ખાંડાં' (= ખડ્ગો ), ' ખેડાં ' ( = ઢાલ; ભાલા જેવું આયુધ ), ' પટા ' (= નાની તરવારો ), કટારીઓ, ધનુષ્ય જોડીઓ, સરસ (= પાણીદાર ) તરવારો ઇ૦ જોઈ તપાસીને ( सारवि सारी ) લઈ રહ્યા છે ( लीजइ અક્ષરશઃ, = ' લેવાય છે' ).

૧૯૦ **छत्रीसइ दंडायुध**—છત્રીસ પ્રકારનાં હથિયારો.

**पडणि पडयां**—પડાવમાં-છાવણીમાં-પડેલાં, રાખેલાં.

**आस्यापुरी सकति**—આશાપુરી દેવી, જે ચૌહાણોનાં કુળદેવી હતાં. **जुहार**—પ્રણામ. **राउलि**—ઝાલોરના સૈન્યમાં કાન્હડદેની સહાયતાર્થે આવેલા રાજાઓએ; ઉપલક્ષણથી ' રાજપૂતોએ '.

૧૯૧ **एक राउत**—( સામન્ત કે ખંડિયા ) રાજાઓમાંથી એક. **आस्यापुरी कान्ह जीपाडे**—' હે આશાપુરી મા ! તું કાન્હડદેને જિતાડજે. '

**कही आसिका मागइ**—એમ કહીને (= એ પ્રમાણે આશાપુરી માતાને વીનવીને) એની આશકા ( = આરતી, પ્રસાદ ) લે છે. અહીં आसिका એના પ્રાથમિક અર્થ-' આશિષ 'ના અર્થમાં પ્રયુક્ત હોય એમ જણાય છે.

ભડાઉલી—રાજદરબારમાં પ્રબંધોનું પઠન કરતાં વચ્ચે વચ્ચે પાઠકો વર્ણનાત્મક પ્રસંગોને બહલાવીને કહેતા. એમની કહેવાની રીત વિશિષ્ટ પ્રકારની, લયવાહી, બલિષ્ઠ કથનશૈલીની, રહેતી. એનાં વર્ણનો એટલી સૂક્ષ્મ વીગતોથી ભરેલાં, સંપૂર્ણ હતાં કે એની એક પરિપાટી બંધાઈ ગઈ, જે પ્રબંધનું પઠન કરનાર ભાટોની રચના હોવાને કારણે 'ભટાઉલી' તરીકે ઓળખાઈ. એને અન્યત્ર 'બોલી' (=વિશિષ્ટ ઉક્તિભંગિ) તરીકે ઓળખાવી છે. कान्हडदे प्रवन्धની બે ભટાઉલીઓ આનાં સુંદર ઉદાહરણ છે. ખંડ ૧ લામાં આવેલી પ્રસ્તુત ભટાઉલીમાં યુદ્ધતત્પર રાઉતોનાં વર્ણન છે, તો ખંડ ૩જાની 'ભટાઉલી' માં ઝાલોર નગરનું અને એના રાજદરબારનું મનોહર વર્ણન છે. આ જ પ્રકારની શૈલીમાં માણિક્યસુન્દરસૂરિનું पृथ्वीचन्द्रचरित्र (वि. स. ૧૪૭૮) રચાયેલું છે. કવિઓને આ પ્રકારનાં વર્ણનો માટેની સામગ્રી પૂરી પાડતાં वर्णक જેવા ગ્રંથોનું ત્યારે ઉત્સાહથી પરિશીલન થતું હશે એમ જણાય છે.

વર્ણનોની આ પ્રકારની પરિપાટી મધ્યયુગના પ્રેમાનંદાદિ કવિઓમાં નજરે પડે છે, જેના છેલ્લા અવશેષ દલપતરામનાં કેટલાંક કાવ્યવર્ણનોમાં આપણે જોઈએ છીએ.

ભડાઉલી પંક્તિ

(૧) **कडाहि चडइ**—'કઢાઈ ચડે છે'. સૈન્યની ભોજન વ્યવસ્થાનું આ વર્ણન છે.

(૨) **वाज**—પતરાવળી.

(૩) **सिंहथि बीडां**—રાજા પોતાને સ્વહસ્તે જમી રહેલા રાજપૂતોને પાનનાં બીડાં આપે છે.

(૪) **पडपता**—(सं. प्रतिपक्ष ઉપરથી?) સરસાઈ.

(૫) **थानांतरि**—રાવતોના ભિન્ન ભિન્ન નિવાસસ્થાને. **सुपासण**—સુખાસન; પાલખી.

(૬) **कंडालीया**—અર્થ સ્પષ્ટ નથી. = कंठालाक्क? 'ખુલ્દ અવાજે સૈનિકોને બિરદાવનાર?'

(૮) **आलोचि आतमनइ आव्या**—ધ્યાનાદિ (આત્માલોચન) સર્વ કરીને.

(૯) **मंत्र मुद्दाडि हूई**—(રક્ષા આદિના) મંત્રોનો મુખપાઠ (=જપ) કરવામાં આવ્યો.

(૧૦) **शेहथ**— (સં. शल्यमृत्य, પ્રા. सल्लहुत्त ઉપરથી) 'સેલોત'-એક અધિકારી. સરખાવો: અર્વા૦ ગુજ૦ 'શેલત' (= એક અટક).

**सीपामण हूइ**—ને સૂચના આપવામાં આવી; આદેશ આપવામાં આવ્યો.

(૧૧) **गोत्रदेव्यानइ**—ગોત્રદેવીને, કુળદેવીને. **नीपनां**—કરાયાં; ધરવામાં આવ્યાં. (કર્મણિ).

(૧૨) **गित्री**—ક્ષત્રિય.

(૧૫) **उज्जरा**—ઉજળા, ધોળા.

(૧૬) **गह्ररा**—ઘેરા રંગના (grey)

(૧૭) **कारा**—કાળા રંગના.

(૧૫) થી (૪૮) પંક્તિ સુધી ઘોડાની જાતિઓ, બહુધા શાલિહોત્ર પરિપાટી અનુસાર, ગણાવી છે.

(૧૯) **भारिजा**—? કોઈ પ્રાદેશિક નામ સંભવે છે.

(૨૧) **अहिवाणा**—? કોઈ પ્રાદેશિક નામ સંભવે છે.

(૨૨) **पइठाणा**—'પ્રતિષ્ઠાન' નગરના (મહારાષ્ટ્રનું 'પૈઠણ' શહેર).

(૨૩) **ऊंदिरा, कुलथा, महूयडा, देवगिरा, रुंवरा... ऊडणभ्रमर**—આ બધાં ઘોડાઓની જાતિઓનાં નામ છે.

(૪૯) ऊधस्यां फोरणां—ઉપસેલાં નકશીવાળા.

(૫૧) शालिहोत्री...—જેમની શાલિહોત્ર (શાલિહોત્રરચિત અશ્વ–વિદ્યાશાસ્ત્ર)માં પ્રતિષ્ઠા કરી છે તેવા.

(૫૩) मनस्यूं चालइ—મનની ગતિએ ચાલે.

(૫૪) पवनस्यूं तरइ—પવનવેગે સરે–ગતિ કરે.

(૫૫)–(૫૬) અર્થ સુસ્પષ્ટ નથી.

(૫૭) समुद्र...—(જાણે) સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા (ઉચ્ચૈઃશ્રવાના કુલના)

(૫૮) कसवटी कस्या—અનેક કસોટીઓમાંથી પાર ઊતરેલા.

(૫૯) पुरतालइ—ખરીથી ખૂંદે છે.

(૬૦) वाघवालिया—'ઘોડા ઉપર વાઘ (=લગામ) આદિ સામાન નાખનાર ચાકરો'. એક એક ઘોડાને લગામ નાંખવાને ચાર ચાર ચાકરો મંડયા છે, એટલા એ ઘોડા પાણીદાર છે.

(૬૧) किरि जाणीइ...—જાણે એ ઊડીને આકાશમાં ગતિ કરશે.

(૬૨) अथवा पाताल...—અથવા પાતાલ ફોડીને પાતાલગંગાનાં જલ (પૃથ્વી ઉપર) પ્રગટાવશે.

(૬૪) श्रीकमलि—સુંદર કમળો વડે.

(૬૬) पूठि पंचवर्ण पापर ढालि—પીઠે પાંચ પ્રકારનાં બખ્તર નાંખ્યાં: 'રણપખર', 'ઝીણપખર' એ બખ્તરોનાં નામ છે.

(૭૩) पह्लाण पडयां—જીન માંડયાં.

(૭૫) कुली कुंकूरोल—પૂઠે કંકુના થાપા માર્યા છે.

(૭૬)–(૮૦) नागफणा, वज्जाउली, बहिरपां, गूंछां, ऊकढा એ પલ્હાણના જુદા જુદા ભાગનાં નામ છે.

(૮૩) पीतलहर...पागडां—પેંગડાં પિત્તળનાં છે.

(૮૫) पंचवीस वरस ऊपहरा—પચીસ વર્ષ ઉપરના.

(८६) **पंचास वरस मांहि**—પચાસ વર્ષની અંદરના.

(८७) **लुघसंघानीक**—લઘુસંધાની, નિશાનબાજ.

(८९) **आकरणांत मूंछ**—કાન સુધી જેની મૂછોના થોભિયા વાળેલા છે તેવા (ભવ્ય દેખાવના).

(९०) **नाभिप्रमाण कूंच**—જેની દાઢી નાભિ સુધી પહોંચી છે તેવા.

(९१) **ऊदार झूझार**—સમર્થ લડવૈયા.

(९५) **कीर्त्ति विस्तरइ**—જેની કીર્તિ સર્વત્ર વિસ્તરી રહી છે તેવા.

(९७) **सघर**—'દૃઢ', 'સમર્થ'. સરખાવો : 'સદર'

(९८) **बोलाची मारइ**—(પહેલાં શત્રુને) ચેતાવીને પછી ઘા કરે તેવા; (ધર્મયુદ્ધ કરનારા)

(९९) **मारी मरइ**—શત્રુને મારીને મરે, (પણ કદી પાછા ન હઠે તેવા.)

(१०३) **पडयानइ शव भणी नमस्कार करइ**—'પડેલા શત્રુને અને મૃતદેહને માન આપે તેવા'. એ સંસ્કારી યોદ્ધાઓ શત્રુને માર્યા પછી એના મૃતદેહનું અપમાન કરતા નહોતા, પરંતુ એને નમસ્કાર કરી ઘટતું માન આપતા હતા.

(१०४) **तेहे राउते चालते हूंते**—એ રાજપૂતોએ જ્યારે યુદ્ધ માટે પ્રયાણ આદર્યું ત્યારે. (સતિ સપ્તમીનું ઉદાહરણ).

(१०५) **गुडीया**—સાજ નાખીને તૈયાર કર્યા.

(१०७) **रथ जूता**—રથ જોડ્યા.

(१०८) **राउत चडीया**—(હાથી, ઘોડા, રથ, ઇ૦ વાહનો ઉપર) રાજપૂતો સવાર થયા.

(१०९)-(११३) **सनाह लीधा**—એમણે (જાતજાતનાં) બખ્તર ધારણ કર્યાં : જરહજીણ, જીવણસાલ, જીવરખી, અંગરખી, કરાંગી, વજ્રાંગી, લોહબદ્ધ લુંડિ.

(૧૨૦) शृंगार—શણગાર. घडहडोया—રત્નોના પ્રકાશથી ઝબકી રહ્યા.
(૧૨૧) रतनाउली—રત્નોની માળા.
(૧૨૨) मोजां—મોજડીઓ. कठी फलकशी—ચપોચપ પહેરી.
(૧૨૩) राग रसउशी— ?
(૧૨૪) वाघ वज्राउली वाजी—લગામ અને વજ્રવલી (ઘોડાના સામાનનો એક ભાગ) ના રણકાર બધે સંભળાઈ રહ્યા.
(૧૨૫) साहण फडहडा—વાહનમાં સજ્જ થયેલા સૈન્યનો ધડધડાટ બધે ગાજી રહ્યો.
(૧૨૬) केतकारनी फेणाउली—ઉતાવળા થયેલા હાથી, ઘોડા, આદિના ચિત્કાર.
(૧૨૭) असणि ऊडी—બધે લશ્કરના ચાલવાથી ધૂળ ઊડી.
(૧૨૮) रज रमीं—રજ પ્રસરી રહી.
(૧૨૯) रूप हारव्यउ—(ધૂળની પ્રચંડ ડમરી ઊડવાથી બધે અંધકાર થવાથી) (માનવ આદિની) આકૃતિ દેખાતી બંધ થઈ.
(૧૩૦) सूर्य पेहि...—(સેનાએ ઉડાડેલી) ધૂળની ડમરીથી સૂરજ ઢંકાઈ ગયો.
(૧૩૨) वंदीजन—ભાટચારણો.
(૧૩૩) —(૧૩૬): હાથી ઉપર આરૂઢ થયેલા સૈનિકો હસ્તારોહી સૈનિકોની સાથે, અશ્વારોહી યોદ્ધાઓ ઘોડેસવાર સૈનિકોની સાથે, પાયદળ સૈનિકો પાળાઓ સાથે (યુદ્ધ કરવા લાગ્યા).

હજી કથાપ્રસંગમાં વસ્તુતઃ મુસલમાન સૈનિકો સાથે કાન્હડદેના યુદ્ધનો પ્રારંભ થયો નથી. અહીં તો બંદીજનોની વર્ણન પરિપાટી અનુસાર યુદ્ધની તૈયારીઓનું વર્ણન કરતાં કરતાં સહજ જ યુદ્ધવર્ણનનો ઈશારો આવી ગયેલો છે.

(૧૩૭) षडग तणा पाटक—ખડ્ગના કાટકા (ખણખણાટ).

(१३८) पेडां तणा भाटक—ખેડાં (તરવારોનો પ્રકાર) (સામે સામે) ભટકાવાનો અવાજ.

(१३९) तरूयारि तणा झाटक—તરવારોના ઝટકા.

(१४०) धुनुप तणा घोंकार—ધનુષ્યના ટંકાર.

(१४१) अणी तणा अंगार—' અણી ' (આયુધવિશેષ; ' આંકડી '?) અથડાવાથી ઝરતા તણખા.

(१४३) इसी सूरा राउत तणी सौर्यवृत्ति—આવી હતી એ શૂરવીર રાજપૂતોની રણવૃત્તિ (યુદ્ધ પ્રણાલી).

१९२ आसिका—અહીં ' આશિશ ' અર્થ વિશેષ સુઘટિત લાગે છે.
त्रंबकि—' ત્રંબાળું '; તાંબાનો જંગી ઢોલ; રણદુંદુભિનો એક પ્રકાર. घसूकइ જોરથી વાગે; ધમધમે.
चडीउ—યુદ્ધે ચડયો.

१९३ ऊपरि थिकां—ગઢ ઉપરથી કાન્હડદેનું લશ્કર નીચે ઊતર્યું.
घांटी—બે ડુંગરો વચ્ચે આવેલો સાંકડો માર્ગ.
पुहुतां—પહોંચ્યાં. સરખાવો: મધ્ય૦ ગુજરાતી ' પહોત્યા ' (અપભ્રંશ – पहुत्त ઉપરથી).
नद्द—એક પ્રકારનું વાદ્ય.

तरवरीयां तलहटी—આ પ્રમાણે રાજપૂત સૈન્યો તળેટીમાં તરવરી રહ્યાં,—ચપળતાથી ફરી વળ્યાં.

१९४ जइत देवडइ—જયત દેવડાએ; જે પ્રધાનો ઉલુઘખાનનું લશ્કર જોવા ગયા હતા તેમાંનો એક.
घीडउं करउ पसाउ—આ હુમલો કરવાનું બીડું (= આદેશ) આપવાની કૃપા (पसाउ) કરો.
लेस्यूं घाउ—' લડીશું '. લાક્ષણિક પ્રાચીન ગુજરાતી પ્રયોગ.

१९५ मान्यउ बोल—કાન્હડદેએ જયત દેવડાનો એ બોલ (અહીં= વિનંતિ) માન્ય રાખ્યો.

देई सीपामण—'સૂચના આપે છે;' ઐતિહાસિક વર્તમાનકાળ.
पइसी—(દુશ્મનોના લશ્કરમાં) પેસીને.
असुर—મ્લેચ્છો, મુસલમાનો.
प्राणि—બળપૂર્વક, પ્રબળપણે.
मारेज्यो—મારજો.
हसारथ—'હસારત'; હાંસી.
रखे......—જો જો એવું ન બને કે આપણી હાંસી થાય.

१९६ फरी दमामां—યુદ્ધની નોબત વગડાવીને. ('દમામાં' કે 'દદામાં' = યુદ્ધના જંગી ઢોલ.)
विढस्यइ—'વઢશે', 'લઢશે'. ભવિષ્યકાળ; અહીં ઇચ્છાદર્શક અર્થમાં પ્રયુક્ત.
हेरू—જાસૂસો (scouts)
छइ मेल्हाण सिराणइ—સિરાણા ગામ પાસે દુશ્મનો (મુસલમાનો)નો પડાવ છે.

१९७ फरी—करीयइ નું ટૂંકાવેલું રૂપ;='કરિયે.' આજ્ઞાર્થ ૧ લો પુ૦ બહુ૦
केडि—પીછો.
प जापस्यइ दूरि—નહીં તો એ (દુશ્મનો) દૂર ચાલ્યા જશે.
पूठि मिल्या...—(મુસલમાન લશ્કરની) પાછળની બાજુએ ચૂંટી કાઢેલા ઘોડેસ્વારો ગોઠવ્યા (मिल्या= એકઠા કર્યા; અહીં પ્રેરક અર્થ છે) જ્યારે સૂર્ય આથમતો હતો (તે સમયે).

१९८ दीवी—મશાલો—(સં. दीपिका). રાજપૂત લશ્કરે મુસલમાનોને ભુલાવામાં નાંખવાને એક આબાદ યુક્તિ કરી. એમણે મુસલમાન લશ્કરની પૂર્વ બાજુએ બે ચાર હજાર મશાલો સળગાવીને ઝાકઝમાળ કર્યું, અને મોટાં રણવાદ્ય (રણકાલ્હ)

વગડાવ્યાં, જેથી મુસલમાનોનું એ તરફ ધ્યાન ખેંચાય અને ત્યાંથી હિંદુઓના હુમલાની ધારણા રાખે અને પછી એમણે એક જબ્બર ધસારો કર્યો પશ્ચિમ બાજુએથી. આથી મુસ્લિમ લશ્કરમાં ભંગાણુ પડ્યું અને અંધાધૂંધી થઈ રહી.

૧૯૯ **जांगी**—જંગી, યુદ્ધનાં.
**नीसाण**—યુદ્ધના ડંકાનોબત.
**मांटी सवे**—દદામાંના ઘોર અવાજ સાંભળીને શૂરવીરોને (માંટી = મર્દ) શૂરાતન ચડ્યું અને કાયરોનાં હૈયાં બેસી ગયાં.

૨૦૦ **करी बि फोज......**—(બે પડખેથી મુસલમાનોને ભિડાવવાને) પોતાના લશ્કરને બે ટુકડીઓમાં વહેંચીને માલદે રાઉલે (કાન્હડદેનો ભાઈ) મુસ્લિમ લશ્કરની આથમણી બાજુએ જઈને હુમલો કર્યો. (અને મુસલમાનો તો પૂર્વ બાજુએથી હુમલાની અપેક્ષા રાખી રહ્યા હતા.) મુસલમાન લશ્કરે રક્ષણ માટે ઊભા કરેલા લાકડાના કોટ (काठगड) ને ભાંગીને રાજપૂત લશ્કર એમની છાવણીમાં દાખલ થઈ ગયું. રાત્રે લશ્કરની ચોકી (चउकी) ઉપર રહેલા સૈનિકો હાર ખાઈને નાસવા લાગ્યા.

૨૦૧ **पडी मेल......**—મુસલમાનોના લશ્કરમાં ભંગાણુ પડ્યું, બૂમરાણ (बुंबारव) થઈ રહ્યું, હિંદુઓની રણહાક ગાજી રહી.
**ऊडी ऊंघ.........**—મુસલમાનોની ઊંઘ ઊડી ગઈ, કેટલાક તો દિઙ્મૂઢ—બ્હેબાકળા—થઈ ગયા; એમના કાનમાં (યુદ્ધની કિકિયારીઓ અને અવાજોથી) ધાક પડી ગઈ.

૨૦૨ **गमे गमे...........**—(મુસલમાનોને) દરેક બાજુએ (गमे गमे) અજવાળાં દેખાયાં; ઓચિંતા આવા હુમલાથી મ્લેચ્છોના છક્કા છૂટી ગયા (=હિંમત ભાંગી ગઈ). ઊઠીને

યવનો (असमुद्दीया—સં. अश्वमुख ઉપરથી) એકબીજા ઉપર પડવા લાગ્યા. લશ્કરમાં (સર્વત્ર) અંધાધૂંધી (वलकाक) ફેલાઈ રહી.

૨૦૩ આકાશ તરફ ઊંચા હાથ કરીને એ કિરતારને યાદ કરીને ધા પોકારવા લાગ્યા—કે 'આટલી (એક) વખત અમને કેમે કરીને બચાવી લે—અમારી સંભાળ લે'

૨૦૪ (ઉતાવળમાં અને ગભરાટમાં મુસલમાન સૈનિકોથી) બખ્તર (જિરહજીણ) અવળાં પહેરાઈ જતાં, ધનુષ્યબાણ ઊંધાં બંધાતાં, અને ઘોડાની પીઠે પલાણ અવળાં મૂકાતાં.

૨૦૫ **पवरि**—ખબર; અંત્ય 'ઇ' સ્ત્રી લિંગનો સૂચક છે.
**पवास**—સેવક, નોકર.
**फिरी वीटि दलि**—આવીને હિંદુસૈન્યે આપણા લશ્કરને ચોગમ ફરતું (फिरी) ઘેરી (वीटि) લીધું છે.
**लसकरि पडीउ त्रास**—(એમના મારાથી) આપણા લશ્કરમાં ત્રાસ વરતાઈ ગયો છે.

૨૦૬ ઉલુઘખાને તત્ક્ષણ પોતાનું લશ્કર સજ્જ કર્યું. હાથીઓ ઉપર પાખર નાંખી, ઘોડા ઉપર પલાણ નાંખ્યાં અને મુસ્લિમ ઘોડેસવાર સેના કિકિયારી કરીને (દીવીઓનાં) અજવાળાં હતાં તે તરફ (भणी अजूयालां) નીકળી પડી.
**हल हल करी**—'કિકિયારી કરીને'.

૨૦૭ રાતના અંધારામાં અને સર્વત્ર પ્રસરેલી અંધાધૂંધીમાં પોતાનાં માણસો અને દુશ્મનો (आपविराया = પોતાના અને પારકા) વચ્ચેનો ભેદ (विगति=વિવેક; સં. व्यक्ति) કળાતો નથી. દસે દિશાએથી હિંદુ હુમલો કરતા આવે છે. એમને તો આડે હાથે

(वइठी मूठि—'બેઠી મૂઠે'; અર્થાત્, 'સહજ પ્રયત્ને'; લાક્ષણિક પ્રાચીન ગુજ૦ રાજ૦ પ્રયોગ) ખાંડાના ઘાએ મ્લેચ્છો મારવાનું ખૂબ ફાવી ગયું.

૨૦૮ तीन्हा तुरी—પાણીદાર ઘોડા.
ऊडवइ राउत—રાજપૂતો સામે આવે છે. પાણીપંથ ઘોડાઓ ઉપર સવાર થયેલા રાજપૂતો ધસીને મુસલમાનો ઉપર ભાલાથી જબ્બર હુમલો કરે છે, અને મધરાતે મ્લેચ્છો મારતાં દસે દિશાએ જાણે ગાંડાતૂર બનીને ઘૂમે છે (हींडइ भूला).

૨૦૯ રાજપૂત સેનામાંથી ધનુષ્યની પણછના (सींगिणि गुण) પ્રચંડ (सपराणा) ટંકાર થાય છે, અને એમાંથી તીક્ષ્ણ બાણ છૂટે છે. એ દુશ્મનોનાં કવચો (जरहजीण, आंगा)ને વીંધીને શરીરમાંથી સોસરાં (બીજી તરફ) ફૂટે છે.

૨૧૦ अंगोअंगि—હાથોહાથની લડાઈમાં રાજપૂતો તીક્ષ્ણ તરવારોથી (पटे अणीयाले) જોરથી (હાથી ઘોડાનાં) પાખર ભેદી નાંખે છે, અને ખાંડાના પ્રચંડ ઘાએ એના સાંધેસાંધા છૂટા કરી નાખે છે.

૨૧૧ लोह कटांकडि झडइ—હથિયારોના પ્રહારોની રમઝટ જામી છે.
पाषरीया—બખ્તર સાજ ચઢાવેલા.
गूडइ—પૂરા કરી નાંખે છે.

૨૧૨ माल तणी परि बाथे आवइ—મલ્લોની માફક દુશ્મનો સાથે બથ્થંબથ્થા આવી જાય છે.
प्राणइ विलगइ झूंटइ—બળ કરીને દુશ્મનોને વળગીને એમને સકંજામાં લે છે.
गुडदा—ગડદા.

**वजावइ**—વગાડે, લગાવે. દોડીને ગડદા પાટુ લગાવે છે અને જબ્બર પ્રહારો કરીને બાઝે છે.

२१३ રાજપૂતોના પ્રહારે હાથીઓ ઉપરથી (ऊपरिया) મહાવતો (पूंतार) નીચે ગબડી પડે છે (विछूटइ), ને જમીન પર પડતાં એમના પગ ભાંગે છે. (રાજપૂત વીરો) હાથીઓની સૂંઢ કાપીને એમનાં ઢીંચણ ઢાળી દે છે, તેથી તે (હાથીઓ) ઢગલો થઈને ધરણી પર ઢળી પડે છે.

२१४ **भाजइ कंध**—રાજપૂતોના પ્રહારે (મુસલમાન સૈનિકોના) ખભા ભાંગે છે.
**धगड**—મુસલમાન સિપાઈ. સરખાવો : विक्रीयन्ते धगडैर्वाह्नारै गुर्जरा नृपाः ।—रणमल्ल छंद.
**धड**—ધડ, માથા વિનાનું શરીર.
**माहोमांहि** ......—મુસલમાનો એકબીજાને મારવા લાગે છે; આ અંધાધૂંધીમાં પારકાપરાયાની એમને ખબર પડતી નથી.

२१५ **मारीथल**—સંહાર ભૂમિ, કતલખાનું.
**पग मेल्हणउ न जाइ**—ત્યાં પગ મૂકી શકાય તેમ નથી.
**विहाणा मांहि**—પ્રભાતમાં.

२१६ **दोर सिराचा**........—રાજપૂત યોદ્ધાઓ ચારે બાજુએથી દોરડાં કાપી નાખીને સમીયાણા તોડી પાડે છે, અને તંબુઓનાં બંધાણ (બાંધી રાખતાં દોરડાં) કાપી નાખે છે.
**चंच**—ચામડું, વાધરી: જેના ગાળા કરીને બાનને બાંધીને હાલરાં બનાવ્યાં હતાં.
**जूजूआ कीधा**—છૂટા કર્યાં.
**छोडाव्यां बान**—સર્વ બાનને મુક્ત કર્યાં.

२१७ મુસ્લિમ લશ્કરનો બધો સરંજામ રાજપૂતોના હાથમાં આવ્યો.
**ऊदाली लीधा**—'ઉદાવી લીધા' (જીતની લૂંટ રૂપે કબજે કર્યો.)
**सादल** અને **सीहू**—એ બે મોટા સરદારોને રાજપૂતોએ કેદ કર્યા.

२१८ (મોટા સરદારોમાંથી) ઉલુધખાન એકલો જ નાસી જવા પામ્યો. મોટો ઉમરાવ સાદી મલેક, જે બળવાન સરદાર હતો તે રણક્ષેત્રે મરાયો.

२१९ **एक नाठा जाइ**—કેટલાક મુસલમાન સૈનિકો દિઙ્મૂઢ બનીને, ભયભીત થઈને, નાસવા માંડ્યા.
**ऊडी वोचो अपार**—(એમના નાસતાં) પુષ્કળ ધૂળ ઊડી.
**करस्यइ केडि मारेस्यइ हींदू**—'હિંદુઓ પીછો પકડશે અને મારશે, તો હે કિરતાર! તું બચાવ.' (એવી ધા પોકારતા હતા)

२२० બીજે દિવસે (કારણ કે આ યુદ્ધ રાત્રે ખેલાયું હતું) રાજપૂતોએ રણાંગણમાં તપાસ કરી. ત્યાં એમણે ઘોડાનાં પલાણ ભોંય પડેલાં જોયાં; હાથીની અંબાડી (**पांजरी**) ભાંગેલી પડી હતી; ઘોડા કપાઈને ધરણી પર ઢળેલા હતા.

२२१ **पेडां** (તરવારનો પ્રકાર), **पांडां** (તરવારો) વેરવિખેર પડેલી હતી. ભાલા, સાંગો, કટારીઓ અને તરવારો મગરૂર (**मांकडा**= અર્વા૦ ગુજ૦ 'બંકડા') મુસલમાનોને મારીને (આમ તેમ) પડેલી હતી. **भागे कणशि**—?

२२२ **कंध**—સ્કંધ, ડોકાં.
**कबंध**—ધડ.
**कीचउ कचरावोह**—(લોહમાંસથી) બધે કીચડ થઈ રહ્યો હતો.
**सोमनाथ मूकाव्यउ**—જે અર્થે રાજપૂતો રણ શોધતા હતા,

તે ભગવાન સોમનાથની મૂર્તિ મળી આવી, એ ગાડામાં બાંધેલી હતી. તેનાં બંધન છોડીને રાજપૂતોએ સાથે લઈ લીધી.

**पछइ पपालियां लोह**—ત્યાર પછી જ એમણે લોહીનીગળતાં હથિયારો ધોયાં.

૨૨૩ **वरत्यउ जइजइकार**—સર્વત્ર કાન્હડદેનો જયજયકાર થઈ રહ્યો. **धन्य धन्य राउल कान्हडदे**—મુક્ત થયેલા બાનોની, સાથે કવિની પોતાની પણ આ સ્વગત, ઉક્તિ સમજવાની છે.

૨૨૪ અહીંથી કવિ પુણ્યપ્રશંસા આરંભે છે, જે એ યુગના જીવન ઉપર સારો પ્રકાશ ફેંકે છે. આવી જ પુણ્યપ્રશંસા માણિક્યસુંદરે પોતાના 'પૃથ્વીચન્દ્રચરિત્ર' ને આરંભે કરી છે.
( સરખાવો : **पुण्यलगइ पृथ्वीपीठि प्रसिद्धि, पुण्यलगइ सर्वत्र वहुमान,... पामीयइ केवलज्ञान।**
**पृथ्वीचन्द्रचरित्र, उल्लास १** )
**पुण्यइ पक...**—પુણ્યના ફળ રૂપે જ કોઈ (એક) પાનનાં બીડાં જમે છે. પુણ્યથી ઘરમાં (ભૂમિમાંથી) ધનભંડાર **(निधान)** સાંપડે છે.

૨૨૫ **पुण्यइ हुइ सुकुलीणी नारि**—પુણ્યથી જ ઘેર સુકુલની (અભિજાત) સ્ત્રી હોય. **पुण्यइ तेजी......**—પુણ્ય વડે જ બારણે (**वारि**) ઘોડાં બધાય છે (**वाझइ**) અર્થાત્, પુણ્ય હોય તો જ માણસને વાહનાદિકનું સુખ પ્રાપ્ત થાય છે. **पुण्यहीण नर भूला भमइ**—પુણ્યહીન લોકો મત્ત મનુષ્યની માફક આમતેમ આથડે છે. ( એમનો કોઈભાવ પૂછતું નથી).

૨૨૬ **रमइ मनरंगि**—મનગમતા રંગરાગ મ્હાણે.
**रीस**—રોષ, ક્રોધ. અક્રોધ એ પુણ્યવાનનું લક્ષણ ગણ્યું છે,.

એ નોંધ પાત્ર છે.

पुण्यइ विप्र......—પુણ્ય હોય તો જ બ્રાહ્મણોને દાન કરાય અને તેમની આશિશ મેળવાય.

२२७ पुण्यइ वाहलां.........—પુણ્ય હોય તો પ્રિયજનોનો કદી વિયોગ થતો નથી.

पुण्यइ हुइ सजन संयोग—પુણ્યથી ( વિદેશ ગયેલા ) પ્રિયજનનો મેળાપ થાય છે. (सजन, સં–स्वजन ઉપરથી. સરખાવોઃ પ્રાચીન રાજસ્થાની साजण=પ્રિયતમ. )

वारु चीर—મનોહર કીમતી વસ્ત્રો.

फूटरां—ફૂટડાં, સુંદર.

२२८ दुसकृत टलइ—પાપ-પાતક-નાશ પામે છે.

छत्र धराइ—ઉપર છત્ર ધરાય છે.

पुण्यवंत नवि पाला जाइ—'પુણ્યવંતને પગપાળા જવાનો કદી અવસર આવતો નથી; (અર્થાત્, એમના પુણ્યથી એમને હમેશાં સુખાસન કે વાહન મળી જ રહે છે.)

२२९ पुण्यइ मयगल बाझइ बारि—પુણ્ય હોય તોજ બારણે ( बारि ) હાથી ( मयगल ) બંધાય ( बाझइ ).

पुण्यवंत भुज नावइ हारि—'પુણ્યવંતને હાર આવતી નથી,' અર્થાત્, 'પુણ્યવંત લોકોને કદી (યુદ્ધમાં) હાર ખમવી પડતી નથી.'

नवला रंग—નવનવા રંગ, નવનવા આનંદ પ્રમોદો.

पुण्यइ सुणीइ वेणिमृदंग 'પુણ્ય વડે વીણા મૃદંગ સાંભળવાનાં મળે છે; અર્થાત્, 'પુણ્યવંતને ઘેર સદૈવ ગાયન વાદનના આનંદોત્સવ ચાલતા હોય છે.'

૨૩૦ **पुण्यइ सूईइ तलाई पाट**—પુણ્ય હોય તો ઢોલિયામાં સરસ તળાઈઓમાં સૂવાનું મળે.

૨૩૧ **पुण्यइ करी राय दीइ मान**—પુણ્યે કરીને (=પુણ્યને લીધે જ) રાજદરબારમાં માન મળે.

**पुण्यइ हुइ पाधरा प्रधान**—પુણ્યથી સુશીલ, અનુકૂળ પ્રધાનો મળે ( રાજાને અનુલક્ષીને આ ઉક્તિ સમજવાની છે ).

**पुण्यइ धरीइ सोनासार**—પુણ્યથી જ સોનાનાં સુંદર આભૂષણો ધારણ કરાય છે)

**मोतीहार**—મોતીની માળા.

૨૩૨ **ऊजली**—ઉજ્જ્વલ, નિર્મલ.

**पुण्यवंत घरि त्रिणि वार ......**—પુણ્યવંતને ત્યાં દિવસમાં ત્રણે વખત ( સવાર, મધ્યાહ્ન, અને સંધ્યાકાળે ) એકસો આઠ **अट्ठोत्तरसउ** ) મંગલાચાર ( =મંગળવિધિ, દેવપૂજા આદિ નિમિત્તની ) કરવામાં આવે છે.

૨૩૩ **कूडउं**—જૂઠું, અસત્ય. ( સં कूटकं > અપ. कूडउं )

**चवइ**—બોલે. લાક્ષણિક ગુજ૦ શબ્દપ્રયોગ.

**पुण्यइ पुण्य करइ**—પુણ્ય હોય તો જ પુણ્ય (=સત્કૃત્યો, સત્કાર્યો ) હોંશથી ( આદરી ) કરી શકાય છે.

**नितु दीवाली पुण्यइ करी**—' પુણ્યવંતને ત્યાં ( એનાં પુણ્યને કારણે ) નિત્ય દિવાળી (= આનંદોત્સવ ) હોય છે.' અર્થાત્, એમને ઘેર રોજ કાંઈ ને કાંઈ સારું, મંગલ બનતું હોય છે, જેને નિમિત્તે હમેશાં આનંદોત્સવ થતા હોય છે.

૨૩૪ હવે પુણ્યના શુભ પરિણામનાં પૌરાણિક ઉદાહરણો કવિ વર્ણવે છે.

पाथर—પથ્થર, સં. प्रस्तर > પ્રા. पत्थर ઉપરથી.
पुण्यइ अणयुगतूं संभवइ—પુણ્યને લીધે અસંભવિત પણ સંભવિત બને છે.

२३५ कूख कूड न सीधउं काज—'અસત્યને લીધે કૌરવનું કાર્ય સિદ્ધ થયું નહીં'; અર્થાત, યુદ્ધમાં અધર્મને કારણે એમને વિજય મળ્યો નહીં.
पुहवि—પૃથ્વી ઉપર.
पद्मनाभ पंडित विस्तरी—પદ્મનાભ પંડિતે એ વિસ્તારથી કહી છે. પદ્મનાભ પોતાને પંડિત ( અને પાછળ શ્લોક ૪માં 'સુકવિ') કહે છે એ નોંધપાત્ર છે.

२३६ चल्यां कटक—રણક્ષેત્રમાંથી રાજપૂત સૈન્યો પાછાં ફર્યાં.
आणंदिउं सहू—સૌ આનંદ પામ્યાં; સં आनदितकः > અપ૰ आणंदिअउ.
कीरति बोलइ—બિરદાવે છે.

२३७ वलिउ नीसाणे घाउ—ડંકા ઉપર દાંડી પડી.
भेटया रुद्र—( યુદ્ધમાં વિજયી બનતાં ) ભગવાન સોમનાથ મળ્યા.
न लाई षेव—એમાં જરાયે વાર ન લાગી.
नगर भणी पधराव्या देव—નગર તરફ ભગવાન સોમનાથની પધરામણી કરી. (= માનપૂર્વક વરઘોડો કાઢીને એમને લઈ આવ્યા.)

२३८ नगरलोक घइ वद्धामणी—નગરલોક વધામણી (હર્ષના આનંદોત્સવ) ઊજવે છે.
मदनभेरि—મોટી ભેરી.

**भूंगल**—ભૂંગળ; ભવાઈમાં ભવૈયાઓ વેશને આરંભે અને અંતે ભૂંગળ વગાડે છે, એ સુવિદિત છે.

૨૩૯ **तलीयातोरण**—'તરીયાતોરણ;' 'બરુના સાંઠાનાં ત્રિકોણ પાડીને બનાવેલાં તોરણ' મંગલ પ્રસંગોએ તરીયાતોરણ લટકાવામાં આવે છે. સરખાવો: **तलीयातोरण सुंदर वंदरवाल विशाल (वसन्तविलास).** **झलहलइ**—કંકુ ચોપડેલાં, વરખ ચોડેલાં તરીયાતોરણ પ્રકાશમાં ઝળહળી રહે છે.

**गूडी ऊछलइ**—નાની ધજાઓ ફરકી રહે છે. શાલિવાહન શક વર્ષના પ્રથમ દિવસે (ચૈત્ર સુદિ પડવેને દિવસે મહારાષ્ટ્ર આદિ દક્ષિણ પ્રદેશમાં ઘરમાંથી નાની ગૂડીઓ ફરકાવે છે એથી એને 'ગુડી પડવો' કહે છે.

**पूगी आस**—(સૌ પ્રજાજનોની) આશા પરિપૂર્ણ થઈ.
**ठामि ठामि दिवराइ रास**—સ્થળે સ્થળે રાસ રમાવા લાગ્યા. મધ્યયુગમાં શુભ અવસરે અને ઉત્સવ દિવસોએ આનંદમાં આવીને રાસ રમવાનો રિવાજ હશે એમ લાગે છે.

૨૪૦ **नारी करइ लूणलूछणां**—સ્ત્રીઓ (કાન્હડદેનાં ઓવારણાં લઈને) લૂણ ઊતારે છે.
**पेषणां**—મનોરંજનના ખેલો, જેમાં નૃત્યગીત અભિનયાદિ પ્રધાન હતા.

**मारगि नवां पाथरयां चीर...**—લોકોએ કાન્હડદેના સત્કાર અર્થે માર્ગમાં નવાં સુંદર ચીર (કીમતી વસ્ત્રો) બિછાવ્યાં છે. અને રસ્તામાં ફૂલ (**फूल पगर** = ફૂલની ઢગલીઓ) વેરી છે અને અબીલ (**अवीर**) ગુલાલ અને સુગંધિ દ્રવ્યો છાંટ્યાં છે.

૨૪૧ **आपणइ**—પોતાને.
૨૪૨ **पांडव**—ઘોડાશાળાનો અધિકારી; અશ્વપાલ.

चासणी पाण—ઘોડાની ચંદી, રાતબ.

वालि—ઘોડાશાળ, ઘોડાર.

केकाण—ઘોડા.

सविकहि—સૌ કોઈને.

माहिलइ मुहलि—અંતઃપુરમાં.

૨૪૩ धुल—'ધોળ'; મંગલ પ્રસંગના ગીતને ધોળ કહે છે. મધ્યકાલીન કવિતાનું 'ફાગુ', 'બારમાસી' ની માફક 'ધઉલ' એક કાવ્ય સ્વરૂપ છે. એનો લય પણ પ્રસન્નમધુર, આનંદજનક હોય છે.

मांडवि—મંડપમાં, માંડવીએ.

सुहासणी—સુવાસણ સ્ત્રીઓ.

उढणि नवरंग घाट कि—એમણે નવનવા રંગના 'ઘાટ' (=સાળુ) ઓઢ્યા (='પહેર્યાં', અક્ષરશઃ, ઉઢણિ=ઓઢણાં રૂપે). जीतउं सहोय धधामणूंप—આ વિજયની વધામણીના હરખનું ગીત છે.

૨૪૪ सपी बोलइ मालदे वीर की—'સખી! (યુદ્ધના વિજેતા તરીકે) માલદે વીરનું નામ બોલાઈ રહ્યું છે.'

बोलइ = બોલીઇનું સંક્ષિપ્તરૂપ સંભવે છે. પાઠ અનિશ્ચિત છે. (જુઓ. कान्हडदे प्रबंध, રાજસ્થાન પુરાતન ગ્રંથમાલા. સંપાદક ડા. બ. વ્યાસ, પૃ. ૬૦, પાદટીપ)

૨૪૫ निंगोदर—હારનો એક પ્રકાર, જેમાં વચ્ચે નંગ જડેલાં હોય.
वहिरपा—(સોનાની કે મોતીની) માળા.
नेउर—નૂપુર, ઝાંઝર.

૨૪૬ थाट—થાળ.

करु—तैयार करो.

मोतीयडे पूरु चुक—રાજાના સત્કાર અર્થે મોતીએ ચોક પૂરો. મધ્યકાલીન કવિતામાં આ પ્રકારનું વર્ણન સામાન્ય છે.

२४७ तिणि रंगि राउ वधावु—સખીઓ, કુંકમનું તિલક કરીને રાજાને વધાવો.

२४८ दलि—સંહારી.

शंकर छोडीउ बंध—ભગવાન સોમનાથનાં બંધન છોડાવ્યાં.

२४९ बेलिइ—'જોડમાં', 'બેલડીએ'. માલદે કાન્હડદેના ભાઈ હતા તેથી 'બેલડીએ માલદે વીર ઘણું જીવો' એમ કહ્યું છે.

२५० संबल—ભાથું. સંસ્કૃત શંબલ ઉપરથી.

पहिरणां—વસ્ત્રો.

સાથે ભાથું અને પહેરવાનાં લૂગડાં (તેમજ વાટખરચી આદિ) આપીને કાન્હડદેએ બધાં બાન પોતપોતાને ગામ પાછાં મોકલાવ્યાં. એમાંની સ્ત્રીઓ અને બ્રાહ્મણો આશીષ આપવા લાગ્યા કે 'કાન્હડદે કરોડ વરસના થાઓ.' આજે પણ સૌરાષ્ટ્રમાં વૃદ્ધ સ્ત્રીઓને આ પ્રકારનો આશીર્વાદ આપતી સાંભળી છે.

२५१ सोमनाथ आराधइ—ભગવાન સોમનાથની પૂજા કરે છે.

नितु नितु पंचामृति सनान—ભગવાન શંકરને નિત્ય પંચામૃતથી સ્નાન કરાવે છે.

पूजा तणा सोल उपचार—ચંદન, કુસુમ, તિલક, વસ્ત્ર, શણગાર, આદિ ષોડશોપચારે ભગવાનની પૂજા કરવામાં આવતી.

२५२ नितु नितु …… नवनवी—રોજ નવે નવે પ્રકારે (ઉ. ત. કોઈ દિવસ બિલી વડે, કોઈ દિવસે કમળ વડે, એ રીતે) ભગવાનની પૂજા થાય છે.

सहू जुहारइ—સૌ કોઈ ભગવાનનું ભક્તિપૂર્વક સ્તવન કરીને નમસ્કાર કરે છે.

असंभम—અસંભવિત.

२५३ नरकपात ऊवेलइ जेउ— જે (ભગવાન શંકર) માણસને નરકપાતમાંથી બચાવે છે. (ऊवेलइ = ઉગારે છે).

मोटा संकट छोडिउ तेउ—તેમને (પોતાને) મોટા સંકટમાંથી (= બંધનમાથી) (કાન્હડદેએ) છોડાવ્યા.

मूरति पांच एक लिंगथी—એક લિંગમાંથી પાંચ ખંડ થઈ ને પાચ મૂર્તિ થઈ હતી.

तास जमलि—તેમના જેવી.

२५४ सोरठ भणी पधराव्यउ लिंग—લિંગનો એક અંશ સોરઠ ભણી (= સોમનાથ પાટણમાં) આદર સહિત ઉત્સવપૂર્વક મોકલાવ્યો.

एक भाग वागडि लोहसिंग—લિંગનો (બીજો) એક અંશ વાગડમાં લોહસિંગ ગામમાં પધરાવ્યો

आबू ऊपरि थाहर भली—આબુ ઉપર સરસ સ્થાનક હતું ત્યાં મૂર્તિનો એક અંશ મોકલાવ્યો.

२५५ मूरति एक जालहुर ... — એક મૂર્તિનું ઝાલોરમાં પ્રતિષ્ઠાપન કર્યું અને ત્યા એક (સુંદર) દેવાલય બંધાવ્યું

देउल एक सइंवाडी मांहि—એક દેવળ પોતાની વાડીમાં બંધાવ્યું અને ત્યાં મૂર્તિનો એક અંશ પધરાવ્યો.

पांच ठामि....—આ પ્રમાણે આ પાંચ સ્થાનકે ભગવાન સોમનાથના લિંગના અંશોનું પુનઃપ્રતિષ્ઠાપન કરાવ્યું અને ત્યાં નિત્ય એમની પૂજા થવા લાગી.

२५६ पांच लिंग ...—આ પાંચ શિવલિંગની જે પૂજા કરે છે એને ફરી સંસારમાં અવતરવું પડતું નથી; (= એને મોક્ષ મળે છે).

पद्मनाभ पंडित इम कह्यो—પદ્મનાભ પંડિતે આ પ્રમાણે કથા વર્ણવી છે. ખંડ કે સર્ગને અન્તે કવિનું નામ આણવાની સામાન્ય મધ્યકાલીન પ્રણાલિકા અનુસાર અહીં પદ્મનાભે પોતાનું નામ મૂક્યું છે.

*

# ખંડ ૨

૧ **प्रारंभ बोलइ**—પ્રારંભ કથે છે.
**पद्मनाभ कवि बंभ**—પદ્મનાભ કવિને પોતાના બ્રાહ્મણત્વનું અભિમાન છે.
**राजरिद्धि...**— કાન્હડદેના રાજ્યમાં રાજઋદ્ધિ ભરપૂર હતી; નિત્ય નવીન આનંદોચ્છવ થતા હતા, અને સત્યથી, ન્યાયપૂર્વક પ્રજાનું પાલન થતું હતું.

૨ **ऊवल्या**—ઊગર્યાં, બચ્યા. **एक ठामि**—એક સ્થળે. **मिल्या**—મળ્યા. **एक ऊघाडा.....**—એમાંના કેટલાક ઉઘાડા, વસ્ત્રહીન હતા. **क्षुधा करी...**તો કેટલાક ક્ષુધાએ કરીને કે અશક્ત (ક્ષોણ= ક્ષીણ) થઈ ગયેલા હતા.

૩ **एक घूमंता जाइ धाइ**—કેટલાકને ધાની પીડાથી, ચાલતાં ચક્કર આવતાં હતાં—અડવડિયાં ખાતાં ચાલતા હતા.
**एइ डोली ऊपाडया जाइ**—તો કેટલાકને ડોળીમાં નાંખીને લઈ જવામાં આવતા હતા (એમની એટલી ગંભીર સ્થિતિ હતી).
**एक तणइ मुखि टोईइ नीर**—કેટલાકનાં મોંમાં પાણી ટોવામાં (=ટીપે ટીપે પાવામાં) આવતું હતું.
**पाला पुलइ ऊंबरा मीर**—(હમેશાં સુખાસનમાં કે વાહનમાં જવાને ટેવાયેલા) અમીર-ઉમરાવો પગપાળા નાસતા (पुलइ = પળતા) હતા.

૪ **रुलंतां**—રવડતાં, ભટકતાં.
**ऊगणा**—(અક્ષરશઃ, = અવગણ્યા); (પરાજયને કારણે) અપમાનિત બનેલા.

अलूयान अंधारूं करी—ઉલુઘખાને અંધાર પછેડો ઓઢીને; અર્થાત્, કાળો પોષાક પહેરીને.

वस्त्र एक मुखि अंतरि धरी—એક કપડાંથી મુખ ઢાંકીને.

५ इसउ—આવો. આ શબ્દ પ્રા. રાજ.-પુરાની હિંદીની અસરનો દ્યોતક છે. नवि भावइ भलउ—ઉલુઘખાનને આવો વેશ જરાયે શોભતો નથી.

भागां तणी वात—(રાજપૂતોને હાથે) પરાજય પામીને મુસ્લિમ લશ્કર ભાગવાની વાત.

तुरकणी—તુર્કોની સ્ત્રીઓ; યુદ્ધમાં ગયેલા મુસ્લિમ સૈનિકોની નારીઓ.

६ टोले टोले पडइ करांपि—(આ ખબર સાંભળીને) મેશ આંસુનાં બિંદુઓ સાથે (करांपि; સરખાવો હિંદી करवा) નીચે પડવા લાગી.

नीरप्रवाह वहइ—આંખમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી.

पहिरण—પહેરણ, કમીજ; (ઉત્તર ભારતમાં તેમજ મુસ્લિમ સ્ત્રીઓમાં પહેરાતું ઢીંચણ સુધી આવતું કબજા જેવું વસ્ત્ર).

सूंथणी—લેંઘો; ચોરણો; સલવાર.

एक फाडइ...—દુઃખના અદમ્ય આવેગમાં કોઈ સ્ત્રીઓ વસ્ત્રો ફાડી નાખે છે, અને પગનાં ઝાંઝર (नेउरो) તોડીને ફેંકી દે છે.

७ एक नांषइ एकाउलि हार—શોકમગ્ન થઈને એક મોતીનો એકાવલી હાર ડોકમાંથી ફેંકી દે છે.

ऊतारइ—શરીર ઉપરથી ઉતારી નાંખે છે.

ताणइ वीणि विछोडइ दोर—શોકના આવેગમાં એક પોતાની વેણી (અંબોડો) ખેંચી કાઢે છે, અને દોરો (ગળાનું સોનાનું આભૂષણ) છોડી (=કાઢી) નાંખે છે.

एक लूस्या दीसइ यन्दोर—એક લૂટી લીધેલા બંદર જેવી

(નિસ્તેજ, હતપ્રાણ) લાગતી હતી.

૮ पक नवि रहइ...घडी—એક સ્ત્રી યુદ્ધમાં ગયેલા સ્વામીના વિયોગે પહોર કે ઘડી પણ રહી શકતી નથી.
थ्यु विषवाद पान नइ फूलि—(પોતાનાં અત્યંત પ્રિય) તંબોળ ને ફૂલ એકને ઝેર જેવાં થઈ પડ્યાં.
पक रोआवि मुद्गुगि मूलि—એક મોધા મૂલી, લાડકી નારી (હૈયાફાટ) રોઈ.

૯ फूटरा—ફૂટડા, સુંદર. कुमार = યુવાન પુત્ર. रिणवाउला—રણઘેલા.
मारया—(मारिया નું સંક્ષિપ્ત રૂપ, કર્મણિ) મરાયા. કોઈના ભાઈ, કોઈના પતિ, કોઈના સુંદર પુત્રો, તો કોઈના મામા—જે રણઘેલા હતા તે—સૌ યુદ્ધમાં મરાયા.

૧૦ આ સર્વ હતભાગી નારીઓ ઉલુઘખાનને શાપ દેવા લાગી. જ્યાં સાંચ (ખુલ્લું હાટ, ગુજરી) બેસતી ત્યાં બધું સૂનકાર થઈ ગયું (वहीया वाट); નગરમાં બધે હાટ (= દુકાનો) દેવાઈ ગયાં (= બંધ થયાં).

૧૧ पकइ पकि सुणीजइ सगइ—એક એક સગાં (सगइ) સ્નેહી. (શ્રુણોગ્દ; સરખાવો અર્વા. ગુજ. 'સણેજે').
पातिसाह लगइ—પાદશાહ સુધી. लगइ નો અર્થ અહીં અર્વા. ગુજ. ની માફક 'સુધી' જેવો છે, એ નોંધપાત્ર છે.
निदानि—અંતે, ખરેખર. જે મુસલમાન સૈનિકો યુદ્ધમાંથી બચીને આવ્યા હતા, તેમને બોલાવીને સુલતાને બધી પૂછપરછ કરી. ते पूछया (= તે પૃષ્ટાઃ)—કર્મણિ રચના.

૧૨ अलूपान पचड मडवाउ—આવા મોટા બહાદુર ઉલુઘખાનને. दीघउ दाउ—શિકસ્ત આપી.

आगलि रह्या—આગળ ઊભેલા; પાદશાહની આગળ ઊભા રહીને.

१३ अवधारउ—સાંભળો. असपति राइ = પાદશાહ, ( સંબોધન વિભક્તિ).
पोजन सीदा=ખોજાઓ ( અંતઃપુરના સૈનિકો )ને હેરાન પરેશાન કરી નાંખ્યા. ( કર્તરિ ). સરખાવો આગળ : वंदीवाह घणा सीदाता १-१५४. मारीया पान—ખાન (= સરદારો ) ને મારી નાંખ્યા.

१४ पोहर—'મુસ્લિમ લશ્કરમાંના ચાકરોનો એક વર્ગ.'
पास पवास—ખાસ નોકરો (special attendants).
सैद मुलाणे—લશ્કરમાંના સૈયદો અને મુલ્લાંઓ. लीघा घास —દાંતમાં તરણું લઈ ( રાજપૂતોને શરણ થયા.)
वंद गुलाम—નોકરો અને ગુલામો.
समरंगणि पाडया परदार—બરદારોને (બરદાર = છડીદાર, વગેરેને ) યુદ્ધમાં માર્યા.

१५ पांडाधार—તરવારના ઘાએ. मूगल यचा न लाभइ पार— પાર વિનાના ( અસંખ્ય ) મુગલ બચ્ચાઓને હણ્યા.
ऊदाली लीया—ઝૂંટવી લીધા.
तेज तापति छंडावीया—છાવણી લૂંટીને ( ઘોડારમાંથી ) ઘોડા છોડી લીધા.

१६ पान तणा—સરદારોના, ઉલુઘખાનના. लूस्या—લૂંટ્યા.
वाल्हिमनइ—' વલી '—માલીકને. જેના ઉપર માલિકને હેત છે એવા બાદશાહના બે ભાણેજ.

१७ सादल सीह...—( પાદશાહના બે ભાણેજ ) સાદલ અને સીહમલેકને ( રાજપૂતોએ ) બળપૂર્વક જીવતા કેદ કર્યા.

दीठउं इस्यूं अम्हारइ नेत्रि—એ અમે અમારી સગી આંખે જોયું છે. सादी मालिक...—સાદી મલેક રણમાં પડ્યો.

१८ वात वात छेहि करइ सलाम—દરેક હકીકત જણાવ્યા બાદ (छेहि છેડે, અંતે) એ (=આવેલા સિપાઈઓ કે અમલદારો) પાદશાહને સલામ કરે છે.

केता मलिक न जाणउं नाम—બીજા કેટલા સરદારો રણમાં પડ્યા, તેમના તો નામની પણ અમને ખબર નથી.
एकमना मारइ रजपूत—રજપૂતો યુદ્ધમાં એકતાન (एकमना) થઈને મુસલમાનોને મારતા હતા.
भूत—મૂર્તિ, ભગવાન સોમનાથની.

१९ सुणी वात रणि ..तंबोल—રાજપૂતોએ મુસલમાનોને રણમાં રોળી નાંખ્યાની વાત સાંભળીને પાદશાહે ગમગીનીથી પોતાનો તંબોલ (પાન બીડું) નાંખી દીધો.

सुरताणी घोडा हाथीया—(યુદ્ધના વૃત્તાંતની વાત પાછી આગળ ચાલે છે). સુલતાનના લશ્કરના હાથી ઘોડા કાન્હડદેએ ઝૂંટવી લીધા.

२० इसी वात—આ વાત દેશદેશાવરમાં પ્રસરી ગઈ છે.
ढीली नवि यइसइ दीवाण—(લોકો વાત કરે છે કે) હવે (આ ભયંકર હારને પરિણામે) દિલ્હીમાં દરબાર ભરાતો નથી.
बाहरि मुहल न दीइ सुरताण—મહેલની બહાર સુલતાન નીકળતા નથી.
दीइ—દે, મૂકે; ('પગ' કે 'મુખ' અધ્યાહાર).

२१ अलूखानि विणसाडिउं काज—ઉલુઘખાને બધું કામ વણસાડ્યું.

अलूपानि नो आणी लाज—ઉલુધખાને પાદશાહને ( લાજ આવે ) લજાવું પડે, એવું કર્યું.

२२ इसी वात बोलइ...पान—અલાઉદ્દીનના પ્રધાન કહે કે 'ઉલુધખાન હવે મહેલમાં ન આવે'; 'ઉલુધખાનને હવે દરબારમાં આવવાની બંધી છે.'

पातसाहनूं लूण हराम—પાદશાહનું એણે લૂણ હરામ કર્યું.

२४ विमासी—વિચારીને. नाहर मलिक बोलाव्यउ—નાહર મલિક નામના સરદારને બોલાવ્યો.

साथि थिकउ—સાથમાં. भोजलु पांडाधर—(પ્રસિદ્ધ) તરવારિયો ( તરવારબાજ ) ભોજલ.

मुहल आगिलइ—મહેલના આગળના કમરામાં.

२५ करी मसूरति—એમની સાથે મસલત કરીને.

देइ सीपामण—પાદશાહે આજ્ઞા આપી.

नामजाद—નામીચા ગોદ્ધાઓ.

मारूआडि ऊपरि...हाथि—મારવાડ ઉપર ચઢાઈ કરવાનું બીડું સુલતાને સ્વહસ્તે ( નાહર મલિકને ) આપ્યું.

२६ साहण करउ सजाई—લશ્કરની સજાવટ કરો.

२७ चलावउ साथइ—સાથે લઈ જજો.

सोषति—ઘોડા. પ્રા. રાજ. શબ્દ वाहु—લેજો ( અક્ષરશઃ = વહન કરજો ).

आपआपणा—પોતપોતાના. मरातब लेज्यो—મર્તબાનુસાર ( પદવી પ્રમાણે ) ટુકડીઓ, સરંજામ ઇ૦ લેજો.

मांहि भला झूझार—જેમાં સારા ( જબરા ) ગોદ્ધાઓ હોય.

२८ नामजाद—નામી. ल्यउ साहण सपराणूं—પ્રબળ ઘોડેસ્વાર સૈન્ય લો.

**साथि घणूं पायदल पालउं**—સાથે મોટું પગપાળું પાયદળ સૈન્ય પણ લેજો.

**वेगिं दीउ पियाणउं**—અને વેગથી પ્રયાણ (કૂચ) કરો.

२९ **लेज्यो मारूआडिनूं पासूं**—મારવાડ (ઝાલોરનો પ્રદેશ) કબજે કરશો.

**वली रषे...हासूं**—ફરી રખે હાંસી થાય (એનું ધ્યાન રાખજો).

३० **करस्यूं**—કરશો. ભવિષ્યકાળ બીજો પુ૦ બહુ૦ આજ્ઞાર્થ અર્થમાં પ્રયુક્ત. **विछेदइ**—સત્વર, તત્ક્ષણ. પ્રા૦ ગુજ૦ લાક્ષણિક શબ્દપ્રયોગ. **अम्ह आयस परमाण**—અમારા આદેશ (=આજ્ઞા) પ્રમાણે. પાદશાહની ઉક્તિ છે. **सिरि कीधउं**—માથે ચઢાવ્યું.

३१ **हलहल करी कटक सामहणी**—હાલને હાલ (એકદમ; તત્ક્ષણ) લશ્કરનો સરંજામ (સામહણી=સામગ્રી) તૈયાર કર્યો. **भलूं महुरत लीधउं**—'(કૂચને માટે) શુભ મુહૂર્ત જોયું.' મુસલમાનોને જ્યોતિષમાં આટલી શ્રદ્ધા હશે? કે પછી આ કવિ કલ્પના ગણવી? **करी सिलाम वलिउं सहू पाछउं**—'લશ્કરને વળાવવાને સાથે ગયેલા સૌ (સગાંસ્નેહીઓ) છેલ્લી સલામ કરીને પાછાં વળ્યાં.' શહેરના દરવાજા સુધી સગાંસ્નેહીઓ વળાવવાને ગયાં હશે.

३२ **पातिसाहनी आण...पराण**—હિંદુઓ પાદશાહની આણ માનતા નથી, અને (પાદશાહની સામે) બળથી સામનો કરે છે. **सामतसी राउलनु घेटइ...**—મુસલમાન સરદારોની આ ઉક્તિ છે. એમની ધૃષ્ટતા-ઘમંડ જુઓ.

૩૩ **जालहुर गढ विसमउ अछइ**—જાલોરનો ગઢ દુર્ગમ (विसमउ=વિષમ) છે. **लेस्यूं प्राणि मारी**—=(તો પણ) અમે એ બળપૂર્વક કબજે કરીશું. **कइ तलहटीई घोरि जई पइसूं**—અથવા તો અમે લડાઈમાં મરાશું અને ગઢની તળેટીમાં કબરમાં સૂઈશું. **पणि नवि आवडं हारी**—પણ અમે હાર ખાઈને પાછા આવવાના તો નથી જ.

૩૪ **भिडतां किम्हइ न भाजइ** '(લડાઈમાં) કેમે ય હારતા નથી.' મલિકોનું આ વર્ણન છે. **साहण**—અક્ષરશઃ 'ઘોડેસવાર સૈન્ય;' અહીં સામાન્ય 'લશ્કર'ના અર્થમાં વપરાયું છે. **ढोल ध्रसूकइ वाजइ**—યુદ્ધના ઢોલ ધ્રિબાંગ ધ્રિબાંગ વાગી રહ્યા છે.

૩૫ **भागां झाड...**—લશ્કરના હાથીઓના ચાલવાથી રસ્તાનાં ઝાડ બધાં ભાંગ્યાં, માર્ગમાં આવતાં બીડ બધાં સફાચટ થઈ ગયાં, અને જળાશયો (બધાં ડહોળાઈને) કાદવ કાદવ થઈ રહ્યાં. આ વર્ણન મુસ્લિમ લશ્કરના હાથીઓની સંખ્યા અને કૂચનો વેગ સૂચવે છે. **डूंगरतणां सिपर जिम चालइ...**—સુલતાનના લશ્કરના પ્રચંડ મદમસ્ત હાથીઓ જાણે ડુંગરનાં શિખર ચાલતાં હોય એવા લાગતા હતા.

૩૬ મુસ્લિમ સેનાએ વાજતે ડંકે, સડસડાટ, હકુમત તળેના પ્રદેશો પસાર કરી દીધા. **वुली वाट घाट गिरिकंदर...समीयाणे**—રસ્તાઓ (વાટ) પસાર કરીને, નદીઓ પાર કરીને (ઘાટ) અને પર્વતો (ગિરિકંદર) ઓળંગીને મુસ્લિમ લશ્કર કાન્હડદેના રાજ્યને સીમાડે આવેલા સમિયાણા ગામે પહોંચ્યું.

૩૭ કાન્હડદે રાઉલનો ભત્રીજો (સાંતલસિંહ) રોષે ભરાયો; (કારણકે) ત્યાં (સમીયાણા)થી એનું થાણું (રક્ષણ નીચેનો પ્રદેશ) છે. **सीह**—સિંહ.

૩૮ देसि—(પોતાના) પ્રદેશમાં. दल—(દુશ્મનોનાં) લશ્કર. वूंचिवूंच सुणीजइ—સર્વત્ર બૂમરાણ—કાગારોળ—મચી રહી. करउ मेलावउ—સૈન્ય એકઠું કરો. जाइ चुपट घाउ लीजइ—(જઈને) સામસામા ખાંડાના દાવ ખેલીએ.

૩૯ આ તરફ કાન્હડદે વાટ જુએ છે કે હજી નગરમાં (જાલોર)માં (મદદ માટે) કોઈ સંદેશો લઈને કેમ આવતું નથી? कटक भणी तउ वाहरि चडीअइ—સાંતલના લશ્કરની તો વહારે ચડીએ. जउ सांतल तेडावइ—'જો સાંતલ આપણને એ માટે (સંદેશો મોકલીને) બોલાવે.' રાજપૂતોની આવી પ્રણાલિકા અનુસાર કાન્હડદે સાંતલની વહારે ધાતાં પહેલાં એના સંદેશાની અપેક્ષા રાખે છે.

૪૦ पित्री तणउं...—ક્ષત્રિઓનું તેજ પ્રબળ છે. सांतल करइ वाहार—(મુસલમાનો સામે લડવાને) સાંતલ રક્ષકદલ (वाहार) સજ્જ કરે છે. गमे गमे मेलावा...—ગમે ગમેથી રાજપૂત સૈન્યની ટુકડીઓ (मेलावा) આવી રહી છે, જેમાં સમર્થ યોદ્ધાઓ (भला झूझार) છે.

૪૧ સર્વ યુદ્ધસરંજામ સજ્જ કરીને (करी सजाइ) સમગ્ર રાજપૂત લશ્કર મુસલમાનોનો મુકાબલો કરવાને નીકળી પડ્યું. એમણે ઘોડા ઉપર સાજ નાંખ્યા, જરહજીણ, ટોપ, રંગાવલિ (ઇ. બખ્તરો) ધારણ કર્યાં, અને બધાં હથિયાર લીધાં.

૪૨ આ રીતે નાહર મલિકના લશ્કર ઉપર મનોહરા ચહુઆણો ત્રાટક્યા. हूरू जाण—મુસ્લિમ લશ્કરને. खलमलीउं मेल्हाण—(મુસ્લિમ) છાવણી (ગભરાટથી) ખળભળી ગઈ.

૪૩ रिणकाहल वाजइ—રણશિંગાં વાગવા લાગ્યાં. वाहइ

पांडाधार —(સામસામી) તરવારો ચલાવાય છે. સરખાવો: 'जु वाहिस्यइ हाथ' ('જે હાથ ચલાવશે;' 'શસ્ત્ર પ્રહાર કરશે) वेलि किसन रुकमणीरी, ९२३. सांफलउं—ધસારો, હુમલો, લડાઈ.

४४ ऊसरीउ पाछउ—પાછો હઠ્યો, પાછો ઓસર્યો. असंभव—(અસંભવિત) સં. असमव ઉપરથી અહીં વિશેષણના અર્થમાં પ્રયુક્ત. तेजी सइ छ-सात—છસો સાતસો ઘોડા.

४५ मारी मलिक अवाला कीधा—સાંતલસિંહે મ્લેચ્છોને મારીને વ્હેબાકળા, (अवाला-સં आकुल, પ્રા. आउक ઉપરથી) કરી નાંખ્યા. मच कोडिउ तुरकाणउं—તુર્કદલને છિન્ન ભિન્ન કરી નાંખ્યું. दुडीनइ छंडाव्या थाहर—રાજપૂતોએ વેગથી ધસારો કરીને (મુસલમાનોને) એમના સ્થાન थाहर-સ્થળ, (યુદ્ધસ્થળ)માંથી મારી હઠાવ્યા, छंडाव्या थाहरની પાસેથી સ્થળ છોડાવ્યું. वेडि गया विहाणउं—રાજપૂતો પ્રબળ વેગથી (वेडि) વહાણું (થતાં) (લડાઈ જીતીને) પાછા ચાલ્યા ગયા.

४६ सरसां संबल देय—સાથે ભાથાં બાંધીને. देय = देई. પછીની પંક્તિના कान्हडदेअ ની સાથે પ્રાસ મેળવવાને કવિએ ई>य ધ્વનિરૂપાંતર કર્યું છે. નાહરમલિકનું લશ્કર સંપૂર્ણ નાશ પામ્યું નહોતું. રાજપૂતોના ધસારા સામે હાર ખાઈને એ પાછો હઠ્યો. થોડે જઈને લશ્કર વ્યવસ્થિત કરીને એણે પાછો હુમલો કર્યો. वली—ફરીને सूंडीनइ—ધસીને.
देपु करयउं अम्हारुं—અમારું કામ જુઓ.
एक वार वरांसउ वीतउ—એકવાર (હાર ખાઈને, પાછા હઠવું પડ્યું એ) અનિષ્ટ બન્યું. वली—ફરી.

૪૮ **समीआणे गढरोहड कीधउ**—(હવે) મુસલમાનોએ સમિયાણાના ગઢને ઘેરો ઘાલ્યો. (પહેલી વાર રાજપૂતોએ ગઢમાંથી નીચે ઊતરીને નાહરમલિકના લશ્કર ઉપર હુમલો કર્યો હતો.) આ ઘેરાની સાંતલે કાન્હડદેને ખબર ન આપી, પરંતુ બીજા પડોશી રાજાએ મુસલમાનોના ધસારાની ઉગ્રતાનો ખ્યાલ આપીને કાન્હડદેને બોલાવ્યા.

૪૯ **पांडायत**—ખાંડાધારી, તરવારિયા. **सरसु**—સહિત.
**पाषरीए कैकाणे**—'પાખરેલે ઘોડે', અર્થાત્ 'વચ્ચે ક્યાંયે પોરો ખાધા વિના'. **छडे पियाणे**—'ઝડપી કૂચ કરીને', (લાક્ષણિક પ્રા. ગુજ. શબ્દપ્રયોગ).

૫૦ **गमइ**—બાજુ. **मेलावउ**—સૈન્ય. **कटकि**—(મુસલમાનોની) સેના ઉપર. **जइ विलगु**—જઈને ઝાપટયા. એક તરફથી સાંતલે મોટું સૈન્ય લઈને મુસલમાન લશ્કરને ભીડાવ્યું, અને બીજી બાજુથી મુસ્લિમ સેના ઉપર કાન્હડદે ત્રાટક્યો.

૫૧ **गमे गमे**...બધી બાજુએથી (गमे गमे) રાજપૂતો, મુસલમાનોને વચ્ચે ઘેરી લઈને (विचि कीधा) મારો ચલાવ્યો. **अंगोअंगि**—હાથોહાથ આવી જઈને. **बिहु दलि साम्हा**—બંને લશ્કરોની સામે. **मलिकि**—નાહરમલિકે. **ऊथला दीघा**—ટક્કર લીધી.

૫૨ **सींगिणि गुण**...—ધનુષ્યની પણછના પ્રબળ ટંકાર થઈ રહ્યા છે. **ऊड्यां लोह**...—(સામસામી) તલવારો ઊડી—જાણે વીજળી ઝબકતી ન હોય તેવી. **मीर**—અમીરો

૫૩ **वुढि पक्रजि धार**—એકધારું—જરાયે ખમચાયા વિના—લડતા હતા. (वूढी). આ ઝપાઝપીમાં બીજા કેટલાય સરદારોની સાથે મલિક નાહર મરાયો.

૫૪ રાજપૂતોમાં ઘણા, બળવાન ગણાતા સિંધલે દુશ્મનોની સામે ચાલીને અદ્‌ભુત લડાઈ ખેલીને રણમાં પ્રાણ છોડ્યા.

૫૫ આજ સુધી સહુ કોઈ જેને સમરાંગણમાં અતિબળવાન માનતા તે યુદ્ધવીર (भिडक्माड) (પ્રસિદ્ધ) તરવારબાજ (पंडाघर) ભોજલ રણક્ષેત્રમાં મરાયો. **भोजलु पंडाघर**—મુસલમાન સૈન્યના નાયકોમાંનો એક (જુઓ : પાછળ, ખંડ ૨—શ્લોક ૨૪). આ નામો સાથેનું વીગતપ્રાચુર્ય કવિને યુદ્ધની સમકાલીન ખ્યાતો અને બયાનોનો પરિચય હતો એની સાક્ષી પૂરે છે.

૫૬ **घघाची वाजी**—જીત્યાની વધામણીનાં મંગળ વાદ્યો વાગવા લાગ્યાં. **राय चहूआणे**—કાન્હડદેએ. **तउ**—પછી. સં. ततः, પ્રા. અપ. तउ.

૫૭ આ વાત જાણીને સાંઢણીસવાર (सांढीउ) (દિલ્હી) આવ્યો. (એણે પાદશાહને ખબર આપ્યા કે) સેનાપતિ નાહરમલિક અને તરવારબાજ ભોજલ, જે સમર્થ યોદ્ધાઓ હતા તે, રણક્ષેત્રમાં મરાયા.

૫૮ **चहूआणे जीतुं**—(કર્મણિ રચના) ચહૂઆણે જીત મેળવી, **नाह्र मलिक तिसी परि...चीतू**—(ચહૂઆણ રાજા કાન્હડદેએ) ઉલુઘખાનના જેવા હાલહવાલ કર્યા હતા તેવા જ નાહર મલિકના હાલ કર્યા. **तिसी परि**—તે પ્રકાર, તે પરિસ્થિતિ.

૫૯ **वारइ वारइ**—વારંવાર. **हारि**—હાર, પરાજય. **हराण**—હેરાન. **किसी बलाइ ऊठी तुरकांणइ**—તુર્કોને માથે શી બલા (પરમ આપત્તિ) આવી પડી છે?

૬૦ પાદશાહે આ સંબંધે મસલત કરવાને ખાનજહાં, મલેક ઇમાદલ, મલેક નેબ અને મલેક કમાલદીન—એ ચાર સરદારોને તત્કાળ (ततखिण–તત્ક્ષણ) મહેલની અંદર તેડાવ્યા.

૬૧ મહેલના અંદરના (મંત્રણા) ખંડમાં મસલત માટે બેસીને (પાદશાહ) કહેવા લાગ્યા: "(આ શું થવા બેઠું છે?" જે જે સરદાર લશ્કર લઈને જાય છે તે સૌને ચહુઆણે હરાવ્યા છે.

૬૨ **मूछइ वल घाली**—મૂછ મરડીને. **विसमा**—વસમા, કઠોર રોષભર્યા. **चूकइ ठाम**—પોતાનું રાજપાટ (ઠામ = સ્થાન) ગુમાવે છે. (चूकइ). **निटोल**—નક્કી, અવશ્ય.

૬૩ **गौड**—બંગાળ. **चौड**—દક્ષિણનું ચોલ રાજ્ય. **गाजणउ**—ગઝની. **कनूजउ**—કનોજ. **मरहठ**—મહારાષ્ટ્ર. **लाड**—લાટનો પ્રદેશ, દક્ષિણ ગુજરાત. **सिंधु**—સિંધ. **सवालष**—સપાદલક્ષ.

૬૪ **मालव**—માળવા. **चंदेरी**—ગ્વાલિયર રાજ્યમાં આવેલું એક પુરાતન નગર. **मांडव**—માંડવગઢ. **सारंगपुर**—'મધ્યપ્રાંતના દેવાસના રાજ્યમાં આવેલું જૂનું શહેર અને કિલ્લો' (દેરાસરી ર૭ આ૦, પૃ. ૧૭૩) **रिणथंभोर**—રણથંભોર. **चित्रोड**—ચિતોડ (સં. चित्रकूट). **नागुर**—નાગોર (જોધપુરના રાજ્યમાં આવેલું એક જૂનું શહેર).

૬૫ **जमणापुर मथुरां**—યમુનાપુર (યમુનાને તીરે આવેલું નગર) મથુરા. સદ્‌. દેરાસરીને મતે જમણાપુર=જુવાનપુર, જે પૂર્વ દિશામાં, બનારસની ઉત્તરે આવેલું છે. **उडीसा**—ઓરિસ્સા. **अंतरवेध**—ગંગા અને યમુનાની અંતરવેદિનો પ્રદેશ.
**काकपुर** = ? **भोजपुर** = એ નામનું ઉત્તર ભારતનું એક નગર, જેની ભાષાને ભોજપુરી બોલી કહે છે.

૬૬ પૂર્વ સાગરથી લશ્કર લઈને (એથીયે આગળ) મેં કૂચ કરી છે. મેં ધસારો કરીને રાજાઓના દેશ ખૂંચવી લીધા છે, અને ત્યાં મારાં થાણાં મૂકયાં છે.

૫૪ રાજપૂતોમાં ઘણા, બળવાન ગણાતા સિંધલે દુશ્મનોની સામે ચાલીને અદ્ભુત લડાઈ ખેલીને રણમાં પ્રાણ છોડયા.

૫૫ આજ સુધી સહુ કોઈ જેને સમરાંગણમાં અતિબળવાન માનતા તે યુદ્ધવીર (भिडक्माइ) (પ્રસિદ્ધ) તરવારબાજ (पडाघर) ભોજલ રણક્ષેત્રમાં મરાયો. **मोजलु पंडाघर**—મુસલમાન સૈન્યના નાયકોમાંનો એક (જુઓ : પાછળ, ખંડ ૨—શ્લોક ૨૪). આ નામો સાથેનું વીગતપ્રાચુર્ય કવિને યુદ્ધની સમકાલીન ખ્યાતો અને બયાનોનો પરિચય હતો એની સાક્ષી પૂરે છે.

૫૬ **घघाची घाजी**—જીત્યાની વધામણીનાં મંગળ વાદ્યો વાગવા લાગ્યાં. **राय चहूआणे**—કાન્હડદેએ. **तउ**—પછી. સં तत:, પ્રા. અપ. तउ.

૫૭ આ વાત જાણીને સાંઢણીસવાર (सांढीउ) (दिल्ही) આવ્યો. (એણે પાદશાહને ખબર આપ્યા કે) સેનાપતિ નાહરમલિક અને તરવારબાજ ભોજલ, જે સમર્થ યોદ્ધાઓ હતા તે, રણક્ષેત્રમાં મરાયા.

૫૮ **चहूआणे जीतुं**—(કર્મણિ રચના) ચહૂઆણે જીત મેળવી, **नाहर मलिक तिसी परि...घीतू**—(ચહૂઆણ રાજા કાન્હડદેએ) ઉલુધખાનના જેવા હાલહવાલ કર્યા હતા તેવા જ નાહર મલિકના હાલ કર્યા. **तिसी परि**—તે પ્રકાર, તે પરિસ્થિતિ.

૫૯ **वारइ वारइ**—વારંવાર. **हारि**—હાર, પરાજય. **हराण**—હેરાન. **किसी वलाइ ऊठी तुरकांणइ**—તુર્કોને માથે શી બલા (પરમ આપત્તિ) આવી પડી છે?

૬૦ પાદશાહે આ સંબંધે મસલત કરવાને ખાનજહાં, મલેક ઇમાદલ, મલેક નેબ અને મલેક કમાલદ્દીન—એ ચાર સરદારોને તત્કાળ (ततखिण-તત્ક્ષણ) મહેલની અંદર તેડાવ્યા.

૬૧ મહેલના અંદરના (મંત્રણા) ખંડમાં મસલત માટે બેસીને (પાદશાહ) કહેવા લાગ્યા: "(આ શું થવા બેઠું છે?" જે જે સરદાર લશ્કર લઈને જાય છે તે સૌને ચહુઆણે હરાવ્યા છે.

૬૨ **मूछइ वल घाली**—મૂછ મરડીને. **विसमा**—વસમા, કઠોર રોષભર્યાં. **चूकइ ठाम**—પોતાનું રાજપાટ (ઠામ = સ્થાન) ગુમાવે છે. (चूकइ). **निटोल**—નક્કી, અવશ્ય.

૬૩ **गौड**—બંગાળ. **चौड**—દક્ષિણનું ચોલ રાજ્ય. **गाजणउ**—ગઝની. **कनूजउ**—કનોજ. **मरहठ**—મહારાષ્ટ્ર. **लाड**—લાટનો પ્રદેશ, દક્ષિણ ગુજરાત. **सिंधु**—સિંધ. **सवालष**—સપાદલક્ષ.

૬૪ **मालव**—માળવા. **चंदेरी**—ગ્વાલિયર રાજ્યમાં આવેલું એક પુરાતન નગર. **मांडव**—માંડવગઢ. **सारंगपुर**—'મધ્યપ્રાંતના દેવાસના રાજ્યમાં આવેલું જૂનું શહેર અને કિલ્લો' (દેરાસરી ૨૭ આ૦, પૃ. ૧૭૩) **रिणथंभोर**—રણથંભોર. **चित्रोड**—ચિતોડ (સં. चित्रकूट). **नागुर**—નાગોર (જોધપુરના રાજ્યમાં આવેલું એક જૂનું શહેર).

૬૫ **जमणापुर मथुरां**—યમુનાપુર (યમુનાને તીરે આવેલું નગર) મથુરા. સદ્. દેરાસરીને મતે जमणापुर=જુવાનપુર, જે પૂર્વ દિશામાં, બનારસની ઉત્તરે આવેલું છે. **उडीसा**—ઓરિસ્સા. **अंतरवेध**—ગંગા અને યમુનાની અંતરવેદિનો પ્રદેશ. **काकपुर** = ? **भोजपुर** = એ નામનું ઉત્તર ભારતનું એક નગર, જેની ભાષાને ભોજપુરી બોલી કહે છે.

૬૬ પૂર્વ સાગરથી લશ્કર લઈને (એથીયે આગળ) મેં કૂચ કરી છે. મેં ધસારો કરીને રાજાઓના દેશ ખૂંચવી લીધા છે, અને ત્યાં મારાં થાણાં મૂક્યાં છે.

६७ મેં હિંદુસ્તાન (ઉત્તર ભારત), (છેક દક્ષિણનું પાંડ્ય રાજ્ય, અને (પંજાબનું) જાલંધર સર કર્યું છે. મેં કાશ્મીર, કામરૂ દેશ (= આસામ), હિમાચલ (ની તળેટીનાં રાજ્યો) અને બંગાળ સુધીનો પ્રદેશ જીતી લીધો છે.

६८ મેં ખોરાસણને તો મારા (ઘોડેસવાર સૈન્યની) ઘોડાની ખરી તળે ખૂંદી કાઢયું છે, અને ત્યાંના ભંડાર પડાવી લીધા છે. મેં મૂગલોનાં લશ્કરોને મારી હઠાવ્યાં છે, અને ઉચ મુલતાન કબજે કર્યાં છે. (દેરાસરી અનુસાર उच्च=બ્હાવલપુર રાજ્યમાં આવેલું એક પુરાતન નગર; દેરાસરી, ૨જી આવૃત્તિ. પૃ. ૧૭૪).

६९ चीण—ચીન. मोट—ભુતાન. दंडूर—દંડપુર (કોઈ જૂના નગરનું નામ?). वेसपति—રાજા.

ढीली ऊलग ल्यावइ—દિલ્હી અમારી તહેનાતમાં આવે છે. ढोरसमुद्र लगइ—છેક દક્ષિણના દારસમુદ્રથી, (હાલ મ્હૈસૂર રાજ્યમાં અંતર્ગત). मोडोघा—અક્ષરશઃ, 'મુકુટધારી', 'ખંડિયા રાજાઓ.'

७० कलवगुंद्र आनागूंदी—એ કર્ણાટક પ્રદેશનાં પ્રાચીન નગરોનાં નામ છે. वेदर—આગળના હૈદરાબાદમાં આવેલો પ્રદેશ. तिलंग—તૈલંગણ. सान—'કારીગરીની વસ્તુઓ'; (દેરાસરી 'સોનું' એ અર્થમાં ઘટાવે છે). पान—પન્નાં; એક પ્રકારનું રત્ન. वाणी बोलइ चंग—જ્યાં મધુર વાણી બોલાય છે.' તામિલ જેવી દાક્ષિણાત્ય ભાષાઓની મધુરતાનો આ ઘણો પુરાતન ઉલ્લેખ છે.

७१ भूमि—પ્રદેશો. विषम—દુર્ગમ, દુર્જય. चांपी—કબજે કરી. पांडाप्राणइ लीधी—(મારી) તરવારને : જોરે (प्राणइ)

જીતી લીધી. देवगिरि जे राउत—'દેવગિરિના રાજા રામદેએ એની કુંવરી પરણાવી.' ત્યારે સમકાલીન ઇતિહાસ અનુસાર સાચી હકીકત આ, કે અલાઉદ્દીનના જનાનામાં બેઠેલી તે કરણની રાણી કૌલાદેવી નહીં, તેમ તેની પુત્રી દેવળદેવી પણ નહીં (એની પુત્રી વિષે कान्हडदे प्रबन्धमां કશો ઉલ્લેખ નથી), પણ રામગિરિના રાજા રામદેની પુત્રી. પદ્મનાભના આ સુસ્પષ્ટ ઉલ્લેખને સમકાલીન ઐતિહાસિક સામગ્રીનો આધાર અવશ્ય હશે.

७२ ऊडणभमरा माहि जे—દરિયામાં ઊંડાં વમળો (ભમરા) વચ્ચે જે બેટો આવ્યા છે તે સિંહલદ્વીપ (લંકા)નો રાજા નજરાણામાં (भेट) હાથી મોકલાવે છે.

७३ कूची—કોચીન? कलहथ—કાલિકટ (જુઓ દેરાસરી, ગુ આ० પૃ. ૧૭૫) जावा मंदिर—જાવા બંદર.
हरमज—ઈરાનનું હોર્મઝ બંદર, જે મોતીના વેપાર માટે પ્રખ્યાત છે.

तेह तणा माल अम्हघरि आवइ—એ દૂર દેશોના માલ (= પેદાશ) અમારે ત્યાં આવે છે, અને તે દેશ (ના અધિપતિઓ) અમને નમે છે.

७४ સેતુબંધ રામેશ્વર તરફ (જે) પ્રસિદ્ધ છે (सुणीइ – અક્ષરશઃ, = 'સંભળાય છે'), જ્યાં વાનરોએ પાળ બાંધી હતી, ત્યાં મારા સેવકો (जण = માણસ) (મારી) આણ વરતાવે છે. (वरतइ—અહીં પ્રેરક અર્થમાં પ્રયુક્ત) : આવું (વિશાળ) અમારું રાજ્ય છે.

અલાઉદ્દીન રાજા હોવાથી પોતાનું ગૌરવ દર્શાવવાને બહુવચનનો પ્રયોગ કરે છે.

७५ મેં ભરતખંડમાં સર્વ દુર્ગભંકિલ્લા (વિષમ દુર્ગ) તોડીં પાડ્યા છે. ભરતખંડમાં ભડવીર તરીકે વિખ્યાત એવા ચહૂઆણોનું ઠામ (ઠાઠ = સ્થાન) ઝાલોરગઢ વિષમ (= કપરો, દુર્જય) છે એમ સાંભળ્યું છે.

૭૬ આગળ બે ચાર વાર (રાજપૂતોએ) અમારા સૈન્યને હરાવ્યું, અને (અમારા મુસલમાન સૈન્યની કાંઈ કારી ન ફાવી (न लाउ लाग). એથી અમારું આવું મોટું રાજ્ય છતાં અમને કલંક ચોટ્યું છે (અક્ષરશઃ, 'અમે લજ્જવાયા છીયે'). અમારા હૈયામાં એવો તો વૈરાગ્ય આવ્યો છે (કે જેની સીમા નથી)!

૭૭ आणी वार—આ વેળા તો. तेज—સામર્થ્ય
दापूं—'દર્શાવું', પ્રેરક.
फइ सोनगिरि...—કાં તો સોનગિરિ (અર્થાત્, સુવર્ણગિરિ ઉપર આવેલો ઝાલોરગઢ) બળપૂર્વક ખેદાનમેદાન કરી નાખું, નહીં તો (અક્ષરશઃ, 'કે પછી') હથિયારનો ત્યાગ કરીશ.

૭૮ जउ નો અહીં વિશેષ અર્થ નથી; લગભગ વાક્યારંભક તરીકે એનો પ્રયોગ થયો છે.
પાદશાહે આવી પ્રતિજ્ઞા કરી અને ફરમાન કાઢ્યું કે પાટણથી (આપણા સૈન્યની સહાયતાર્થે) ખાન (= પાટણના સૂબા) ને બોલાવો. આમ સુલતાન કહે છે. हूंतु અહીં પંચમી અનુગ છે. એનાં મૂળ છેક અપભ્રંશ સુધી જાય છે. જુઓઃ सिद्ध हेमचन्द्र ૮-૪-૩૫૫ जहां होन्तउ (= 'જ્યાં થઈ ને'; અર્થાત્, 'જ્યાંથી') तहां होन्तउ ('ત્યાં થઈને', અર્થાત્, 'ત્યાંથી').

૭૯ कासीद—કાસદ, એપિયો. छडे पीआणे—મારતે ઘોડે
चलाव्यउ—મોકલાવ્યો. थाणदार=સૂબાએ; તૃતીયા એક૦ પ્રત્યય ઇ લુપ્ત सिरि फुरमाण चडाव्यउं—સૂબાએ સામે આવીને

ફરમાન માથે ચડાવ્યું; એણે માનપૂર્વક ફરમાન (= આજ્ઞાપત્ર) લીધું.

૮૦ **लेप**=આજ્ઞાપત્ર. **सजाई कीधी**—કૂચનો સરંજામ તૈયાર કર્યો. **सोनार**—સોની; સં. सुवर्णकार ઉપરથી. **मंदिर**='મહેલ'. સુલતાનને નજર (ભેટ) કરવાને તૈયાર કરાવેલું હોઈ દેવમંદિર ન હોય; ઉપરાંત, 'દેવમંદિર' માટે कान्हडदे प्रबंध બહુધા प्रासाद, देउल, देहरासर ઈ. શબ્દો યોજે છે. **पोलि**=દરવાજા. **पगार**—'કોટ', 'કિલ્લાની દિવાલ'; સં. प्राकार

૮૧ **तिणि लागा**—તેમાં વપરાયું. **सरीसउ**—સાથે. **ढीली नगरि जईनइ मेटइ पातिसाहनइं दीधउं**—દિલ્હી જઈને સુજાએ એ પાદશાહને ભેટ ધર્યું (નજર કર્યું).

૮૨ **ऊपल्हाणा घाया**—પલાણ વિના ઘોડેસવારી કરનારા (દૂતો; સંદેશવાહકો) બધે ફરી વળ્યા. કટોકટીને પ્રસંગે કેટલાક સેવકોનું કામ આઠે પહોર ઘોડેસવાર થઈને બધે સંદેશા પહોંચાડવાનું હતું. એમને અહીં ऊपल्हाणा કહ્યા છે. **राणा राय मलिक मुडोघा**—પાદશાહની આણ નીચેના ખંડિયા રાયરાણા, પાદશાહના સરદારો (मलिक) અને સામન્તો (मुडोघा).

૮૩ **सहूइ**—સહૂએ. **दलि आव्यउं**—'પોતપોતાના સૈન્ય સાથે આવ્યા' (તૃતીયા); 'પાદશાહના સૈન્યમાં આવી પહોંચ્યા.' (સપ્તમી). **चडी चालयउ सुरताण**—આ રીતે બધી તૈયારી કરીને સુલતાને ઝાલોર ઉપર ચડાઈ કરી. **जिहां मुकाम...**—(કૂચમાં, દિવસને અંતે) સુલતાન મુકામ નાંખે છે, ત્યાં એની છાવણી સાત કોસ જેટલો વિસ્તાર રોકે છે. (એટલું વિશાળ સુલતાનનું લશ્કર છે).

८४ **घंटा घूघरमाल**—સુલતાનના હાથીઓની કોટમાં ઘૂઘરાની માળા નાંખી છે, અને બંને બાજુએ ઘંટા લટકાવ્યા છે.
**पाप सांकलां करइ पलूका**—હાથીઓના પગમાં ( શોભા અર્થે ) સાંકળાં પહેરાવ્યાં છે તે ખળકે છે.

८५ **ऊनया**—ચઢી આવેલાં. **काला मेह**—કાળાં વાદળો.
**गयवर ठाठ चालतां दीसइ**—એવો આ હાથીઓનો સમૂહ ચાલતાં લાગે છે.

८६ **सालिहोत्र जेहनी कसूटी**—શાલિહોત્રના પ્રસિદ્ધ અશ્વવિદ્યાશાસ્ત્રમાં પાર ઊતરે એવા. **कोडि**—'કરોડ', અર્થાત્, 'અસંખ્ય'.
**साव दलइ**—પોતાના તમામ લશ્કર સાથે.

८७ ( પાલખી ઉપાડનારા ) ભોઈ, મેહાર ( ઢોર ચરાવનાર ભરવાડ જેવી જાતિ ), ઠાઠીયા ( ધાતુકામ કરનારા, tinkers ), કહાર ( પાણી લાવનારા ), કમાનીયા ( કમાનગર; ધનુષ્ય બનાવનારા ); અને ચાર હજાર પખાલી ( લશ્કર ) સાથે ચાલ્યા, જે પખાલે પાણી ભરે છે.

८८ **कटकीया वाणीया**—લશ્કરની ચીજવસ્તુ પૂરી પાડનાર વેપારીઓ.
**गाडे चडी चालती......**—ગાડા ઉપર ચડાવેલી ( અને ગાડાના ચાલવા સાથે ફરતી ) ઘાણી ફેરવતા ઘાંચીઓ ( લશ્કરની સાથે ) આવી રહ્યા છે.

८९ મોચી, ઘાંચા, સથવારા ( કડિયા કામ કરનારા), માળી ( સૈન્યની ) સાથે ચાલે છે. ( તેમજ ) દરજી, હજામ, ઓડ ( જમીન ખોદનારા) અને ચાર હજાર તંબોળીઓ ( લશ્કર સાથે ) ચાલી રહ્યા છે.

९० **वगनीघडा**—જવનો દારૂ બનાવનારા ( જુઓ: દેરાસરી, પૃ. ૧૭૯. )

काविड चालइ—કાવડો લઈને સાથે ચાલે છે.
माठी वहइ पमार—(રોટીમાં ખમીર ભેળવનારા—રોટી પકવનારાઓ) (સમાર) પોતાની ભઠ્ઠીઓ (માઠી) લઈને સાથે ચાલે છે.
भठीयारा—મુસલમાન રસોઇયાઓ.
घाटघडा—વાસણ ઘડનારા.
लोहार—લુહાર.

૯૧ सिलावट—સલાટ; પત્થર ઘડનારા.
छोह वहइ—છો (સં. सुधा > પ્રા. छुहा; = 'કેળવેલો ચૂનો') લઈ જાય છે.
चूनारा—ચૂનો પાડનારા; ભઠ્ઠીમાં ચૂનો પકવનારા.
बुहरा—વહોરા.
कागलाकूटा—કાગદી.
हीर तणा तूनारा—રેશમી વસ્ત્રો તૂનનારા; રફુગર.

૯૨ वाणिजू—વેપારવણજ કરનારા, વાણિયા.
उलगाणा—ઓળગાણા, ભંગી. करकटीया—કઠોર, ભયંકર દેખાવના. हबसी—હબસી સૈનિકો. माथाहत-તીરંદાજ; જબરા યોદ્ધા. (સરખાવો : 'બાથી' અર્વા૰ ગુજ.)
फरसीधर सपराणा—સમર્થ ફરસીધારી; ફરસી વાપરવામાં કાબેલ. બીજા ચરણમાં 'चालइ' (=લશ્કરની સાથે ચાલે છે) અધ્યાહાર સમજવાનું છે.

૯૩ दल चालंता...—પાદશાહના લશ્કરના ચાલવાથી ધરતી કંપી રહે છે; શેષનાગ ધરતીનો ભાર ઝીલી શકતા નથી: પાદશાહનાં લશ્કર જાણે (પૃથ્વી ઉપર) સાગરનાં પૂર ઊલટ્યાં હોય અને તેથી ધરતી ઉપર રેલછેલ થઇ રહી હોય તેવાં લાગે છે.

९४ **वरगां**—બણુગાં. **नफेरी**—શરણાઇના જેવું પણ લાંબું રણુવાદ્ય. **जांगी**—જંગી, વિશાળ, **नीसाण**—ડંકા.
**सुणीइ जोयण बार**—તે બાર બાર જોજન સુધી બધે સંભળાય છે.

९५ **पडइ त्रास भडवाय तुरकनइ**—તુરકોના સૈનિકોથી સર્વત્ર ત્રાસ પ્રસરી રહ્યો. **देस दहोदिसि नाठा**—(માર્ગમાં આવતા) દેશના લોકો તુરકોના ત્રાસથી દશે દિશાએ નાસી ગયા. **मारगि चालि**—પંથ કાપીને.

९६ **चारू ठाम**—(મારવાડમાં) એમણે સુંદર સ્થળો જોયાં, જ્યાં પુષ્કળ પાણીથી ભરેલાં સરોવરો આવી રહેલાં હતાં.
**पहिलां दल समियाणे आव्यां**—દિલ્હીથી ઝાલોર તરફ જતાં વચ્ચે સમિયાણા આવે. પાદશાહનું લશ્કર ત્યાં (સમિયાણે) આવી પહોંચ્યું.

९७ **आ गढ लीजई धुरि**—આ (સમિયાણાનો) કિલ્લો પહેલાં (ધુરિ) લઈએ. **पाडि मेलि**—એને રોળી નાંખીને.
**मेल्हीइ थाणूं**—આપણું થાણું ત્યાં મૂકીએ. **तउ**—પછી.

९८ (હમેશાં બને છે તેમ) સમિયાણા ગઢની આસપાસના લોકો નાસીને સલામતી માટે ગઢમાં ભરાયા. તુર્કોએ તળેટીને ઘેરો ઘાલ્યો.

ગઢ ઉપરનું રાવણું (= સૈનિકોને રહેવાનું સ્થાન) સરસ છે. ત્યાં સરસ (શસ્ત્રસરંજામ, ખાધાખોરાકી આદિની) સજાવટ (સાંતલસિંહે) કરી છે, (જેનું વર્ણન પછીના શ્લોકોમાં આવે છે).

९९ (લશ્કરને) વાપરતાં વાપરતાં સાઠ વરસ સુધી ચાલે એવડા મોટા ધાન્યના કોઠાર (ત્યાં ભર્યા) છે. સમિયાણાનો અધિપતિ સાંતલ મહાબળવાન છે. ગઢમાં જબરા યોદ્ધાઓ છે.

૧૦૦ (ઘોડાઓને રાતબ માટે) ગઢમાં સૂકાં ઘાસ, ચણાની પૂળીઓ અને કોરડી (='કોદરી'; 'સૂકી') કડબ અપાર ભરેલી છે. (અને) સાંતલની ઘોડારમાં (वालि-સપ્તમી એક૦) પાંચ હજાર ઘોડા બાંધ્યા છે (बांध्या चरइ='બાંધ્યા ચરે છે'; અર્થાત્, એમને વગર શ્રમે નિયમિત રાતબ આપવામાં આવે છે).

૧૦૧ **काठी**—ઇંધણાં, બાળવાનાં લાકડાં. **लूण**—મીઠું.
**वरस सु पुहुचइ**—એનો સંગ્રહ તો સો વરસ પહોંચે એવો છે.
**पहिलइ पुहरि...**—પહેલે પહોરે (= સવારે) બપોરે (बिपुहरे) અને સાંજે સૈનિકોને (રાજને રસોડે) જમવાને માટે (भुंजाई) સાદ પડે છે.

૧૦૨ **नीठइ नहीय लगार**—જે(નાં જળ કદીયે) લગાર પણ ઘટતાં (नीठइ) નથી. **उलीचइ**—'ખાલી થઈ જાય' (સં. उद्+रिच्, પ્રા. उल्लिच ઉપરથી; સરખાવો : અર્વા૦ ગુજ૦ 'ઉલેચે'=ખાલી કરે).

આકાશમાંથી મેઘ ઉલેચાઈ જાય (અન્યત્ર વરસવાથી; અથવા પવનથી વાદળાં ખેંચાઈ જવાથી) તોપણ (ગઢ ઉપરનાં સરોવરનાં) જળનો પાર આવતો નથી (=ઘટી જતાં નથી).

૧૦૩ **गढ थाहर**—ગઢનું સ્થાન. **विसमो**—દુર્ગમ. **पोली पगार**—(ગઢના) દરવાજા અને દિવાલો.

ઊંચા કોઠા (બુરજ) ઉપર ઘણી ફારકી (દુશ્મનો ઉપર પત્થર ફેંકવાનાં યન્ત્ર) ગોઠવી છે, અને એમાંથી મારવાના (=ફેંકવાના) મોટા પત્થરો (मार) રાખ્યા છે.

૧૦૪ **चडी त्रिकलसइ**—ત્રિકલસા ઉપર (=મહેલની અગાશી ઉપર) ચડીને.

१०५ પાદશાહના લશ્કરે સ્થળે સ્થળે જુદા જુદા મર્તબાના માણસો માટે જુદા જુદા પ્રકારના તંબુઓ ઊભા કર્યા હતા. एक चोइ —'એક થાંભલાવાળો નાનો તંબુ' (જુઓ: દેરાસરી, પૃ. ૧૮૧). थांसे—થાંભલે. चारगइ—હાથી બાંધવાનું સ્થળ; હાથીખાનું. परि—રીત.

१०६ પાદશાહી નેજા (=ધ્વજ) જેના ઉપરથી ફરફરી રહ્યા છે એવા સરદારોના મરાતબ (=પડાવ) જોયા. साद्दण—હાથી, ઘોડા વગેરેથી સજ્જ સેના.
अचिरज भावइ—અચરજ-આશ્ચર્ય-થાય છે.

१०७ कटक तणी सामगरी—લશ્કરનો બધો સરંજામ.

१०८ कोठइ कोठइ कयाँ रपोपां—ગઢને કોઠે કોઠે રક્ષક ટુકડીઓ સાંતલે ગોઠવી. गड्डा—પત્થર. भींति—કોટની ભીંતો ઉપર. भला यंत्र—મોટાં ફારકી ઢીકલી જેવાં યંત્રો.

१०९ ऊतावली ढीकुली—ઝડપથી પત્થરો ફેંકતું યંત્ર.
ऊपरि पासे—કોટને ઉપરને ભાગે. मांडी मूंकी—ગોઠવી રાખી. आपापणे ठामि...—પોતપોતાને સોંપવામાં આવેલી જગાએ બધા નિત્ય રાત્રે જાગતા રહીને (સાવધાનતાથી) ગઢની ચોકી કરે છે.

११० ગઢ ઉપરથી (ऊपरि थिका) હિંદુઓ ઊતરીને રતોવઈ છાપા મારે છે; અને વળી પાછા દિવસે હુમલો કરીને દુશ્મનોને સામી છાતીએ ઘા મારે છે.

१११ सूंडीनइ—ધસીને. गढि—ગઢ ઉપર હુમલો લઈને. सार्व दलइ—તમામ લશ્કર સાથે. नित भिडइ...—રોજ રોષે

ભરાયેલા રાજપૂતો અને સાંતલ ચહૂઆણ સુલતાનના લશ્કર સામે લડે છે.

૧૧૨ રોજ યુદ્ધમાં મોટા મોટા (પોસાતા) હિંદુ અને મુસલમાન યોદ્ધાઓ રણમાં પડે છે. (તોપણ) રોજ રોજ લડાઈ કરે છે. રોજ રાજપૂતો એકનિષ્ઠાથી ધસારો કરે છે (ऊठवइ) અને રોષે ભરાઈને દુશ્મનોને રણમાં મારે છે.

૧૧૩ વાનરની માફક ઝડપ મારીને એક મુસ્લિમ સૈનિક દોડીને ગઢ ઉપર ચઢી જાય છે. મધ્યરાત્રે કોટ ઉપરથી મુસ્લિમ સૈન્ય ઉપર હવાઈઓ આવે છે.

૧૧૪ ઉપરથી 'ઢીકુલી' ઢાળવામાં આવે છે (છોડવામાં આવે છે), એમાંથી લોઢી પથરો છૂટે છે. જે હાથીઘોડા એમાં વચ્ચે આવી જાય છે તેનું તરત મોત નીપજે છે.

**अणपूटइ मरइ** એ મધ્યકાલીન લાક્ષણિક રૂઢ પ્રયોગ છે.

૧૧૫ **जालवइ**—(કોટનું) રક્ષણ કરે છે; બચાવ કરે છે.
**हठि चडीउ सुरताण**—સુલતાન પણ હવે હઠે ભરાયો છે.
**वरस सात...चहूआण**—સુલતાને સાત વરસ ઘેરો ચાલુ રાખ્યો, અને સાંતલ ચહૂઆણે એ તોડયાં કર્યાં. (छंडाव्यउ= છોડાવ્યો).

૧૧૬ **पेषणां**—ગાયનવાદન નૃત્ય આદિના ખેલો. **सुणीइ वेणि मृदंग**—નિત્ય વીણા-મૃદંગનું સંગીત સંભળાય છે.
**नितु उछव**—ગઢ ઉપર રોજ આનંદોચ્છવ થાય છે.
**नितु पाउल नाचइ**—રોજ નર્તકીઓ (पालउ=પાત્ર) નૃત્ય કરે છે. **नितु नितु नवला रंग**—(ગઢ ઉપર) રોજ નવનવા આનંદપ્રમોદ થાય છે.

૧૧૭ રાજ ત્રિકલસે ચડીને સાંતલ બેસે છે; એની બને બાજુએ ચામર ઢોળાય છે. મુસ્લિમ લશ્કરમાં સિંહાસન ઉપર બેઠેલો પાદશાહ આ નિરખી રહે છે.

૧૧૮ **पडइ साद**—સાદ પાડવામાં આવે છે. **सारही तेडाणा**—તીરંદાજોને બોલાવવામાં આવ્યા.

**गढ ऊपलयूं**—ગઢ ઉપરનું. **पेषणूं**—ઉત્સવ. **आपूं वहुत पसाउ**—તેને મોટું ઇનામ આપું.

૧૧૯ **वंदउ नाम हवापू...**—હબાપુ મીર નામે (नाम-तृतीया એક૦) નોકર (वदउ). **पाटउ वांधी...तीर**—આંખે પાટા બાંધીને બાણ નાંખે તોપણ (ग्रुंहि) જેનું તીર (નિશાન) ચૂકતું નથી.

૧૨૦ **सोगिणि तणां वि कोसां मेलो**—ધનુષ્યના બે છેડા એકબીજાને અડે (તદ્દન લગોલગ આવી જાય) એટલું ખેંચીને. **प्राणि**—બળપૂર્વક. **हस्तकधरि**—હાથના ખભા ઉપર (हस्त कंधरि). **सोलहीनइ**—સોઢી (નર્તકી)ને. **अंगि सूंसरउ फूटउ**—એના શરીરમાંથી આરપાર નીકળી ગયું.

૧૨૧ **पडी धरातलि**—નર્તકી ધરણી ઉપર ઢળી પડી.
**ऊसर**—ઉત્સવ. **जेह न चूकइ वाण**—જેનું બાણ કદી લક્ષ્ય ચૂકતું નથી.

૧૨૨ **मागइ बीडउं**—આદેશ માગે છે. **म्लेच्छां थाहर**—મ્લેચ્છોનું ઠામ. **फेडउं**—ફેડું; ઉખેડી નાખું.

૧૨૩ **लीउं वाण...परठिउ**—એણે બાણ લીધું અને ધનુષ્યની પણછ ઉપર ગોઠવ્યું. **नापंतां गुण गाजयउ**—એ ફેંકતાં ધનુષ્યની પણછ ગાજી રહી. **कंध विछोडो**—સ્કંધ-ખભો

કાપી નાખીને (વિછોડી=છૂટો કરી નાખીને). **बीलप**—સાથે લાગાં બે લક્ષ્યને વીંધનારું. **पाटइ वाज्यउ**—સુલતાનના સિંહાસનની પાટ ઉપર લાગ્યું.

૧૨૪ **तुरक**—મુસલમાન સૈનિક, અહીં તીરંદાજ 'મીર હબાખુ'. **छांडिउ ठाण**—(સુલતાને) એ સ્થાન છોડી દીધું.

**मरण तणइ भइ...आवेस्यइ बाण**—સહુને મરણનો ભય લાગવા માંડ્યો કે ફરી પાછું (ગઢ ઉપરથી) બાણ આવશે. (અને આપણને વાગશે.)

૧૨૫ **तुरक चडी...**—તુર્કો (એમનો ધસારો લઇ જનાર ઘોડેસ્વાર સૈનિકો) ચડાઇ લઇને ગઢની સામે ધસી આવે છે.

**साम्हा**—એમની સામે (ગઢ ઉપરથી). **नलीयार**—નળીમાંથી બળતા અંગારા ફેંકતું એક શસ્ત્ર. **निरता**—અંગારા ?

૧૨૬ **ऊपरि थिकूं ठीवज......**—ઉપર રાજપૂત સૈન્યમાંથી મોટાં ઠીમ (ઠીબ) ઢાળવામાં આવે છે તે વચ્ચે આવતાં સૌ ઝાડઝાડ ભાંગી નાખે છે.

**हाड गूड मुष.......वाजइ**—એ (ઠીબ) (જ્યાં વાગે ત્યાં) (જેને વાગે તેના) હાડકાં, ગુડા (પગના નળા), કે મોંના કાચલાં (કાચરાં) કરી નાંખે છે, અને એના પડવાથી ચારે તરફ (પડતઉ) જમીન ઉપરના પથરા (ઊછળીને) વાગે છે.

૧૨૭ **आगिवर्ण**—અગ્નિ (અંગારા) જેવા.
**नालइ नांप्या गोला**—નલિયારમાંથી ફેંકવામાં આવેલા ગોળા.
**भूका करइ—...**—એ (તપાવેલા ધાતુ કે પત્થરના) ગોળા દિવાલોને (भीति) ભાંગીને ભૂકા કરી નાંખે છે, અને મોટા (होला) તણખા કાઢે છે.

११७ રોજ ત્રિકલસે ચડીને સાંતલ બેસે છે; એની બન્ને બાજુએ ચામર ઢોળાય છે. મુસ્લિમ લશ્કરમાં સિંહાસન ઉપર બેઠેલો પાદશાહ આ નિરખી રહે છે.

११८ पडइ साद—સાદ પાડવામાં આવે છે. सारही तेडाणा—તીરંદાજોને બોલાવવામાં આવ્યા.

गढ ऊपल्यूं—ગઢ ઉપરનું. पेषणूं—ઉત્સવ. आपूं वहुत पसाउ—તેને મોટું ઇનામ આપું.

११९ वंदउ नाम हवापू...—હબાપુ મીર નામે (नाम-તૃતીયા એક૦) નોકર (वदउ). पाटउ बांधी...तीर—આંખે પાટા બાંધીને બાણ નાંખે તોપણ (तुहि) જેનું નીર (નિશાન) ચૂકતું નથી.

१२० सोगिणि तणां वि फोसां मेलो—ધનુષ્યના બે છેડા એક-બીજાને અડે (તદ્દન લગોલગ આવી જાય) એટલું ખેંચીને. प्राणि—બળપૂર્વક. हस्तकधरि—હાથના ખભા ઉપર (हस्त कंधरि). सोलहीनइ—સોઢી (નર્તકી)ને. अंगि सूंसरउ फूटउ —એના શરીરમાંથી આરપાર નીકળી ગયું.

१२१ पडी धरातलि—નર્તકી ધરણી ઉપર ઢળી પડી. ऊसर—ઉત્સવ. जेह न चूकइ वाण—જેનું બાણ કદી લક્ષ્ય ચૂકતું નથી.

१२२ मागइ बीडउं—આદેશ માગે છે. म्लेच्छां थाह्रर—મ્લેચ્છોનું ધામ. फेडउं—ફેડું; ઉખેડી નાખું.

१२३ लीउं वाण...परठिउ—એણે બાણ લીધું અને ધનુષ્યની પણછ ઉપર ગોઠવ્યું. नापंतां गुण गाज्यउ—એ ફેંકતાં ધનુષ્યની પણછ ગાજી રહી. कंध विछोडो—સ્કંધ-ખભો

કાપી નાખીને (विछोडी=છૂટો કરી નાખીને). बीलव—સાથે લાગાં બે લક્ષ્યને વીંધનારું. पाटइ वाज्यउ—સુલતાનના સિંહાસનની પાટ ઉપર લાગ્યું.

१२४ **तुरक**—મુસલમાન સૈનિક, અહીં તીરંદાજ 'મીર હબાખુ'. **छांडिउ ठाण**—(સુલતાને) એ સ્થાન છોડી દીધું.

**मरण तणइ भइ...आवेस्यइ बाण**—સહૂને મરણનો ભય લાગવા માંડ્યો કે ફરી પાછું (ગઢ ઉપરથી) બાણ આવશે. (અને આપણને વાગશે.)

१२५ **तुरक चडो...**—તુર્કો (એમનો ધસારો લઇ જનાર ઘોડેસ્વાર સૈનિકો) ચડાઇ લઇને ગઢની સામે ધસી આવે છે.

**साम्हा**—એમની સામે (ગઢ ઉપરથી). **नलीयार**—નળીમાંથી બળતા અંગારા ફેંકતું એક શસ્ત્ર. **निरता**—અંગારા?

१२६ **ऊपरि थिकूं ठीवज......**—ઉપર રાજપૂત સૈન્યમાંથી મોટાં ઠીમ (ઠીબ) ઢાળવામાં આવે છે તે વચ્ચે આવતાં સૌ ઝાડખાડ ભાંગી નાખે છે.

**हाड गूड मुष........वाजइ**—એ (ઠીબ) (જ્યાં વાગે ત્યાં) (જેને વાગે તેના) હાડકાં, ગુડા (પગના નળા), કે મોંના કાચલાં (काचरां) કરી નાંખે છે, અને એના પડવાથી ચારે તરફ (पडतउ) જમીન ઉપરના પથરા (ઊછળીને) વાગે છે.

१२७ **आगिवर्ण**—અગ્નિ (અંગારા) જેવા.
**नालइ नांख्या गोला**—નલિયારમાંથી ફેંકવામાં આવેલા ગોળા.
**भूका करइ—...**—એ (તપાવેલા ધાતુ કે પત્થરના) ગોળા દિવાલોને (भीति) ભાંગીને ભૂકા કરી નાંખે છે, અને મોટા (ढोला) તણખા કાઢે છે.

१२८ यंत्र मगरवी......सूत्रहार—સૂત્રધાર (યાંત્રિક) બરાબર લક્ષ્ય લઈને (ध्रू सांधी = ધ્રુવ સાંધીને) મગરવી યન્ત્રમાંથી (દુશ્મનો ઉપર) ગોળા નાંખે છે.

पडतउ—ચારે બાજુ.

મુસ્લિમ ઈતિહાસકારોના બયાનોમાં મગરવી, નિફાત, આદિ યંત્રોના ઉલ્લેખો આવે છે. એ તપાવેલા ગોળા કે પત્થર ફેંકવાની (ઉચ્ચાલનચાલિત) કરામતો સમજવાની છે. આ કાવ્યના સમય સુધી દારુગોળા કે તોપબંદૂકોનો પ્રવેશ થયેલો જણાતો નથી. એથી જ પદ્મનાભમાં એના ઉલ્લેખો મળતા નથી.

१२९ भटकीयां चिछूटइ—સળગતી હવાઈઓ છૂટે છે.
घूघइ निफात—અને નિફાતો (ગોળા ફેંકવાની યાંત્રિક કરામત) ઘૂઘવી રહે છે.

बीज तणी परि....उलकापात—(એ નિફાતોમાંથી ગોળા નીકળે છે ત્યારે) વીજળીની માફક—ઉલ્કાપાતના જેવી—ઝબકી રહે છે.

उलकापात—તારો ખરો તે.

१३० घणे दिहाडे...पडपी— ઘણે દિવસે આ ઘેરો છોડી જવો પડશે (छांडी जासइ = 'છાંડી જવાશે'; કર્મણિ) એમ મુસલમાનોએ વિચારી જોયું. मारूप—મારવાડના રાજપૂતોએ, ચૌહાણોએ. साहण—લશ્કર. कीधुं पापाविलपो—ખાખાવીખી, શીર્ણવિશીર્ણ કરી નાંખ્યું.

१३१ बे कर जोडी करी वीनती—સાંતલે બે હાથ જોડીને (આશાપુરીની) પ્રાર્થના કરી.
आशापुरी अवधारि—હે આશાપુરા માતા, સાંભળ.
भांजि तुं संकट—અમારાં સંકટ બધાં દૂર કર.
सिंहारि—સંહાર કર.

૧૩૨ हूउ पसाउ अंविका तूठी—( માતાજીની ) કૃપા થઈ; અંબિકા ( અહીં, = 'આશાપુરા માતા' ) પ્રસન્ન થયાં.
दीठउं प्रत्यक्ष रूप—સાંતલે એમના સ્વરૂપનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં.
वांह धरी—માતાજીએ ( સાંતલનો ) હાથ પકડીને.
दलि जई—( મુસલમાનોના ) લશ્કરમાં ( લઈ ) જઈને.
भूप—'રાજા'; અહીં, 'સુલતાન'.

૧૩૩ ( સુલતાનને જોતાં સાંતલની દૃષ્ટિએ ) ( ભગવાન શંકરનાં ) ત્રણ નયન, પંચ મુખ, સુવિશાળ પિંગળી જટા, કંઠમાં રુંડમાલા (= માનવ ખોપરીઓની માળા ), કરમાં કમંડલ રૂપે બ્રહ્મકપાલ નજરે પડયાં.

૧૩૪ એમના જટા ( રૂપી ) મુકુટમાં ( સાંતલે ) ગંગાને નિહાળી; ( એમના ) અંગ ઉપર ભસ્મની રજ ( ચોળેલી ) હતી; (એમના) આસનરૂપે ( વાંગુરણે ) વ્યાઘ્રચર્મ ( વાઘચંબ ) દેખાયું; અને ( આયુધમાં ) ત્રિશૂલ જોયું.

૧૩૫ चित्ति चमकयउ चिंतवइ...—સાંતલ સુલતાનનું રુદ્રરૂપ જોઈને ચિત્તમાં ચમકીને વિચાર કરવા લાગ્યો. ( એ વિચાર કવિએ પછીની કડીમાં જણાવ્યો છે. ).

रंगि रहिउ सिर नामि—રુદ્રરૂપના દર્શનથી પ્રસન્ન થઈને ( સાંતલ ) એમને પોતાનું મસ્તક નમાવી રહ્યો.

पदमनाभ पंडित तणउ...स्वामी—પદ્મનાભ પંડિતના સ્વામીને ( સરખાવો : 'નરસૈંયાચો સ્વામી' )—ભગવાન શંકરને- સાંતલે જોયા.

૧૩૬ रुद्ररूपि सुरताण...घाउ—સુલતાન રુદ્રના અવતાર છે; એમને કેમ મારી શકાય ?

हियइ—હૃદયમાં. विमासी—વિચારીને. ( સં. विमृश्य, પ્રા. विमंसिअ ઉપરથી. )

सांतलि पाछउ दीघउ पाउ—સાંતલના પગ પાછા પડ્યા.

१३७ वली विमासी—વળી વિચાર કરીને.

पासइ हुतउ—(સુલતાનના) પડખામાંથી; (સુલતાનની) પાસે હતું તે.

गुर्ज—ગુરજ; એક પ્રકારનું શસ્ત્ર.

अहिनाण—એંધાણી તરીકે. ( સં. अभिज्ञान, પ્રા. अहिण्णाण ઉપરથી. )

संकेत—નિશાની, પુરાવો.

कहीइ केतलइ—કેટલું કહેવા છતાં. (સતિ સપ્તમી).

नही मानइ सुरताण—(મેં એને જવા દીધો એ વાત) સુલતાન માનશે નહીં.

१३८ सकल सरूप जाणीउं सांतलि—સાંતલે સર્વ પરિસ્થિતિ—સુલતાન રુદ્રનો અવતાર છે માટે એને હરાવવો શક્ય નથી એ હકીકત—જાણી.

तुहि न मूंकइ माण—'તોપણ એ પોતાનો વટ (माण–માન, ગૌરવ) મૂકતો નથી'; અર્થાત્, 'છતાં પણ એ શરણે ન જતાં યુદ્ધ ચાલુ રાખે છે.'

१३९ कहइ प्रधान—સુલતાનના પ્રધાનો સમિયાણા ગઢ કબજે કરવાની એક યુક્તિ બતાવે છે.

एक परि कीजइ—એક વાત કરીએ.

तिणइ करउ विनाण—એ સંબંધે એક યુક્તિ (विनाण: સં. विज्ञान, પ્રા. विन्नाण ઉપરથી) કરીએ.

१४० गुणि—ગુણો. त्रापड—ત્રાપડાં; ગુણપાટ. भीति—(કોટની) ભીંતે; અહીં, (ભીંત પાસે).

**लेई राति मंडाव्यां**—(માથે) રાત લઈને (અર્થાત્, 'રાત્રિએ') ગોઠવાવ્યાં.' (દિવસે ગોઠવે તો રાજપૂતોને ખબર પડી જાય.)

૧૪૧ **पापी तणी वात सी कीज्यइ जेहे विणासी गाइ**—જેમણે ગાયોને મારી એવા પાપીઓના પાપની વાત શી કરવી? (ગોહત્યા હિંદુ ધર્મ અનુસાર મહાન પાતક ગણાય છે તેથી.) **गूणि ऊपरि यंत्र...मांहि**—(રેતીથી ભરેલી) ગુણો (કિલ્લાની દિવાલ પાસે એક ઉપર એક ગોઠવીને ઊંચો ચોતરો બનાવ્યો હતો તેની) ઉપર (પત્થર, ઢીમ ઈ૰ ફેંકવાનાં) યંત્ર મંડાવીને તે વડે (મારેલી ગાયોને) લઈને (કિલ્લા ઉપરના સરોવરના) જળમાં નાંખી.

૧૪૨ **तुरणी नारि पाणीहारि**—ઉતાવળી પનિહારી સ્ત્રીઓ. **आगइ**—પહેલાં. **आछउं**—સ્વચ્છ.
**निरवर्ण**—રંગ વિનાનું, નિર્મલ. **लोहीवर्ण**—લોહીના રંગનું; લોહીરંગ્યું.

૧૪૩ **पाणि मांहि दोप पवडउ**—આ પાણી (ગાયના લોહીથી) એટલું બધું અપવિત્ર થયું.

૧૪૪ **पालि**—પાળે. **अतिइ घण**—અતિ ઘણો, અપાર. **सविहुं जीवाडणहार**—સૌને જિવાડનાર; સૌનું જીવનદાતા.

૧૪૫ **तेहे**—તેમનાથી. **पिण**—ક્ષણભર. **न रहाइ**—રહી શકાતું નથી (કર્મણિ).
**तेडी पूछी अंतेउरी**—પોતાની રાણીને બોલાવીને પૂછ્યું. (કે 'હવે શું કરીશું?')

૧૪૬ **राणी भणइ...**—રાણી કહે, (એમાં વિચારો છો શું?' અમે

સો જૌહર કરીશું' (અને તમે કેસરિયાં કરજો).

जमहरि—(જૌહર,) 'અગ્નિપ્રવેશ'. (સં. यमगृह, પ્રા. जमघर ઉપરથી).

हिंदु तणइ मानीइ गाइ—હિંદુઓને ગાય અતિ પૂજ્ય, અને પવિત્ર ગણાય.

૧૪૭ जीवतव्य—(સં. जीवितव्य)—જીવન. આવા શબ્દપ્રયોગો પદ્મનાભની સંસ્કૃત વ્યુત્પત્તિના દ્યોતક છે.

पली—પળી જેટલું, ચાંગળું.

૧૪૮ चाहूआणनउं गिरूउं राज—ચોહાણોનું 'ગરવું' (=ગૌરવ-વાળું, ભવ્ય) રાજ્ય.

रूडउं अम्हे भवाडिउं आज—અમે આજ રૂડું કરી બતાવ્યું, (મરણિયું યુદ્ધ ખેલીને અને જૌહર કરીને).

इम जाणेज्यो जमहर करिउ—(આ પત્રથી તમે) એમ જાણજો કે અમે (અંતઃપુરની સૌ રાણીઓએ) જૌહર કર્યું છે.

૧૪૯ कान्हडदेनी घरणी...भावलदेवि—'કાન્હડદેની જે રાણીઓ હતી—ઉમાદે, કમળાદેવી, જયપતલદેવી અને ભાવલદેવી—એમની પ્રત્યે (સાંતલની રાણીઓએ) વિનંતિપત્ર લખાવ્યો.' वीनती શબ્દથી એ પત્ર છેલ્લા જુહાર અને ક્ષમાપ્રાર્થનાનો હતો એમ સૂચવાય છે.

૧૫૦ इस्यूं कहिउ—(પત્રમાં) એમ કહ્યું (=લખાવ્યું).

अम्ह वीतुं जेह—અમારા ઉપર (આજે) જે પરમ આપત્તિ વીતી (=આવી પડી) છે.

हवइ वीचस्यइ कालि तम्ह सेह—તે હવે કાલે તમારા ઉપર વીતશે.

अम्हस्यूं प्रीति...—અમારા ઉપર માયા રાખજો.

**आणंद जमारइ-मोकलावणी**—આ જન્મે (હવે) આ છેલ્લા જુહાર (मोकलावणी,=विदाय) સમજજો.

१५१ **नवि लाई वार**—વાર ન લગાડતાં.

**राणि सवि करया सिणगार**—રાણીઓએ સર્વ શણગાર સજ્યા. **चंदनकाठ**—ચંદનકાષ્ઠ. **परिवार**—પરિજનો.

*मिलिउ*—એકત્ર થયા.

१५२ **साहसप्रभावि पतली आहि**—રાણીનો 'સાહસપ્રભાવ' (શુરાતન) એટલો બધો પ્રબળ હતો.

**जमहर**—જૌહર માટે સળગાવેલી ચિતા.

**रामे राम ...फिरइ**—ત્યાં (એકત્ર થયેલાં) સૌ સ્વજન લોકોના મુખમાંથી (નિઃશ્વાસપૂર્વક) 'રામ', 'રામ' શબ્દ નીકળતા હતા, અને તેમની આંખમાંથી આંસુ ખરતાં હતાં.

१५३ **जल जीवन जग मांहि**—જલ એ જગતમાં સૌનું જીવન છે.

**पिण**—ક્ષણ. **न रहाइ**—રહેવાય નહીં.

१५४ **सात वरसनइ माजनइ**—સાત વરસ જેટલે સમયે.

**गोरीडां दल घणं घाइ**—ઘોરીનાં લશ્કરને ઘણું દળી નાખીને. (घाइ અહીં ક્રિયાપદના અર્થમાં પ્રયુક્ત છે; ='घा मारीने')

**गढपति**—સાંતલ.

**गढरोहइ पडयउ**—ઘેરામાં પડ્યો; ઘેરામાં લડતાં હણાયો.

**चउपटमल्ल चहूआण माहि**—ચહૂઆણોમાં મહા લડવીર.

१५५ કોડભરી (कोडाली) કુંવરીઆને ફરી (वली) કોણ (कवण) આણીપરિયાણાં (वलीमणि) કરાવીને તેડી આણશે? (मेलावउ)

**भाईलि...**—ભાઈલુ એ કાન્હડદેના વિરોધી ડાહિયા રાજપૂતોનો પ્રધાન હતો. એણે મુસ્લિમ લશ્કરમાં મળી જઈને સુલતાનને સરોવર ભ્રષ્ટ કરવાની યુક્તિ (भेद) બતાવ્યો હતો.

કે મેં જાણી બૂજીને પાદશાહને માર્યો નહીં' (પણ જવા દીધા).

આ વાત જાણીને પાદશાહે સાંતલને ગુજરાત આપવાની તત્પરતા દર્શાવી.

૧૬૧ પાદશાહ કહે, 'જો સાંતલ આવીને અમારી સાથે મળી જાય તો એનો મરણનો ભય ટળી જશે.'

સાંતલ કહે, 'મારા પ્રાણ આપીશ, પણ મારો ટેક મૂકીશ નહિ. (કારણ કે, એમ કરું તો) ચહુઆણોના નામને ખોટ લાગે.'

૧૬૨ **लोक उतारीया....**—યુક્તિપૂર્વક પ્રજાજનોને ગઢ ઉપરથી નીચે સહિસલામત મોકલાવી દીધા. પછી રાજપૂતોએ પડાવ (= છાવણી) નાંખ્યો અને કેસરિયાંની તૈયારીઓ કરી.

૧૬૩ **ऊगव्या वाल**—વાળ સુકાયા.

**एकमना थया**—દૃઢ નિશ્ચય કરીને.

**चाली कटक तोरकइ गया**—સામે ચાલીને મુસ્લિમ લશ્કર સાથે બાથ ભીડવાને ગયા.

**तोरकई**—અહીં વિશેષણના અર્થમાં પ્રયુક્ત છે; વિશેષ્યના સપ્તમી એકવચનનો પ્રત્યય ગ્રહણ કર્યો છે.

૧૬૪ **कटक मांहि....**—મુસ્લિમ લશ્કરે રાજપૂતોની સામે થવાની તૈયાર કરી. એમણે ઘોડા પખરાવ્યા, અને હાથી સામા લાવીને મૂકયા.

**सहं दलइ**—પોતાના સર્વ લશ્કર સાથે.

**टोले मिलइ**—એકઠા થઈ ગયા; હાથોહાથની ઝપાઝપીમાં આવી ગયા.

૧૬૫ **ऊडयां लोह....**—હથિયારોની કટાકટી ઊડી, જેનો કોઈ પાર નથી.

**राउत भलां करइ हथीयार**—રાજપૂતોએ પોતાનાં આયુધો ભલી પેરે વાપર્યાં—સફળ કર્યાં.

सरोवरि करिउ विणास—સરોવર નષ્ટભ્રષ્ટ કર્યું.
पइ पाणि नवि पीजीइ—એ (એનું) પાણી પીવાય નહીં. (કર્મણિ).
असुरां हवि पूगी आश—તુરકોની (ગઢ કબજે કરવાની) આશા હવે ફળી.

१५६ जीवीइ—જીવાય, જીવી શકાય (કર્મણિ).
देहडी कुरुमाइ—આ દેહ કરમાઈ જાય; અર્થાત્, ક્ષીણ થઈ જાય.

१५७ पिंड प्राण हुइ प्राहुणा…—(જલ ન મળે તો) શરીરમાં પ્રાણ પરોણાની માફક બે પાંચ દિવસ કે સાત દિવસ ટકી શકે.
हुई ति सचराचरि वात—આ વાત સચરાચર (જગત)માં જાણીતી છે.

१५८ निरवाणि—'નક્કી'; અહીં માત્ર પાદપૂરક જેવા અર્થમાં પ્રયુક્ત.
पावकि चडी—(જોહર કરવાને) ચિતા ઉપર ચડી (નારિંગદે અને પ્રેમાદે—સાંતલની રાણીઓ)
सइं दलि—'પોતાના લશ્કરમાં' (સં.स्वयं, પ્રા.सयं અપ.सइं ઉપરથી); 'સર્વ લશ્કર સાથે (સં. सर्वे, પ્રા.सव्विं, પ્રા. ગુજ.सविं ઉપરથી)

१५९ अवधि पतलइ पुहुतउ काल—એટલા વખતમાં કેસરિયાં કરવાનો સમય આવી પહોંચ્યો.
व्यउ आकाशि धूम विकराल—(જોહર અગ્નિનો) ભયંકર ધુમાડો આકાશે અડ્યો.
सांतल भणइ….भलउ—સાંતલ કહે કે હવે પાદશાહને ગુરજ મોકલો; નહીં તો એ કહેશે કે હું કેવો બળવાન (કે મેં આ દુર્ગ જીત્યો)!

१६० इम जाणइ…—'સાચી એંધાણીથી એ (પાદશાહ) જાણે

કે મેં જાણી બૂજીને પાદશાહને માર્યો નહીં' (પણ જવા દીધા).
આ વાત જાણીને પાદશાહે સાંતલને ગુજરાત આપવાની તત્પરતા દર્શાવી.

૧૬૧ પાદશાહ કહે, 'જો સાંતલ આવીને અમારી સાથે મળી જાય તો એનો મરણનો ભય ટળી જશે.'
સાંતલ કહે. 'મારા પ્રાણ આપીશ, પણ મારો ટેક મૂકીશ નહિ. (કારણ કે, એમ કરું તો) ચહૂઆણોના નામને ખટી લાગે.'

૧૬૨ **लोक उतारीया....**—યુક્તિપૂર્વક પ્રજાજનોને ગઢ ઉપરથી નીચે સહિસલામત મોકલાવી દીધા. પછી રાજપૂતોએ પડાવ (= છાવણી) નાંખ્યો અને કેસરિયાંની તૈયારીઓ કરી.

૧૬૩ **ऊगव्या वाल**—વાળ સુકયા.
**एकमना थया**—દૃઢ નિશ્ચય કરીને.
**चाली कटक तोरकइ गया**—સામે ચાલીને મુસ્લિમ લશ્કર સાથે બાથ ભીડવાને ગયા.
**तोरकई**—અહીં વિશેષણના અર્થમાં પ્રયુક્ત છે; વિશેષ્યના સપ્તમી એકવચનનો પ્રત્યય ગ્રહણ કર્યો છે.

૧૬૪ **कटक मांहि....**—મુસ્લિમ લશ્કરે રાજપૂતોની સામે ચવાની તૈયાર કરી. એમણે ઘોડા પખરાવ્યા, અને હાથી સામા લાવીને મૂક્યા.
**सइं दलइ**—પોતાના સર્વ લશ્કર સાથે.
**टोले मिलइ**—એકઠા થઈ ગયા; હાથોહાથની ઝપાઝપીમાં આવી ગયા.

૧૬૫ **ऊडयां लोह...**—હથિયારોની કટાકટી ઊડી, જેનો કોઈ પાર નથી.
**राउत भलां करइ हथीयार**—રાજપૂતોએ પોતાનાં આયુધો ભલી પેરે વાપર્યાં—સફળ કર્યાં.

निस्यूं युद्ध रावण नइ राम...संग्राम—'જેવું રામરાવણનું યુદ્ધ થયું હતું, જેવો દેવાસુર સંગ્રામ થયો હતો, એવું હિંદુ-તુરકો વચ્ચે યુદ્ધ ખેલાયું.' આ ઉપમા પદ્મનાભનું સંસ્કૃત કાવ્યશાસ્ત્રાદિકનું પરિશીલન સૂચવે છે.

१६६ पोसाता पायक—મોટા લડવૈયાઓ. त्रिणि पुहर—ત્રણ પહોર લગી. दल—મુસ્લિમ લશ્કર.

साहस प्रमाघि पतली...रिण माहिं—રાજપૂતોનું સાહસ એટલું પ્રબળ હતું કે (એ બધા) લડીને રણમાં ખપી ગયા. सांतल तणउ...वषाणि—સુલતાને સાંતલનું શૂરાતન (વીરાતન) વખાણીને એનું લોહી વાંદ્યું (= માન દર્શાવવાને પોતાને લલાટે લગાડ્યું).

१६८ पदमनाम...कही—પદ્મનાભ પંડિતે પ્રતિભા (मति) વડે આ કથાપ્રસંગ વર્ણવ્યો છે.